# કાળાં મેંઢાં

અથવા

# સંસારસુખના શત્રુ

રચનાર

ન્હાનાભાઈ રૂસ્તમજી રાણીના

છોટી સરખે બ્હેન સમ, મોટી સરખે માત;
એમ ગણે તુજપર નકી, નર રીઝે જગતાત.

મુંબઈ, યુનિયન પ્રેસ.

૧૮૮૫.

કીમત આઠ આ

# કાળાં મેંઢાં

અથવા

# સંસારસુખના શત્રુ

રચનાર

ન્હાનાભાઈ રૂસ્તમજી રાણીના.

છોટી સરવે બ્હેન સમ, મોટી સરવે માત;
એમ ગણે તુજપર નકી, નર રીઝે જગતાત.

મુંબઈ, યુનિયન પ્રેસ.

૧૮૮૫.

કીંમત આઠ આ·

# દીબાચો.

---

આ ન્હાની ચોપડી સારૂ દીબાચા રૂપે કશા લંબાણ ખુલાસાની જરૂર રહી નથી. આ આખી ચોપડીનેજ હું એક દીબાચા લેખે જાહેરમાં મુકુંછું. ફકત મારે જણાવવાનું એટલુંજ છે કે આસરે ચારેક વરસની વાતપર અતરેનાં એક રોજીંદાં ઈંગરેજી વર્ત્તમાન પત્રમાં "મારી પડોસણ" એવે નામની એક નાની રમુજી નકલ છપાયલી મારા વાંચવામાં આવી હતી તે નકલની તોડ જોડ ને તેમાંના કેટલાક વીચારો વગેરે ઊંચકી લઈ તે ઉપરથી દેશીઓના સંસાર વેહેવારને બંધ બેસતી રીતનું નવે નામે ને નવેસરથી એક ખોખું ઉભું કરી આ નાટક રચી કાઢયોછે. એમાં જગ્યા, પાત્રો તથા પોશાગ પારસી કોમને લાગુ પડતા હોવાથી કોઈ કોઈ સાહેબો કદાચ એમ ધારે કે નાટકનું આ ચીત્ર પારસી કોમનુંજ છે, તો તેમ ધારવામાં મ્હોટી ભુલ છે. નાટકમાં જગ્યા, પાત્રો ને પોશાગ તો હોવાંજ જોઇએ ને તેમજ તે કોઈપણ ચોકસ કોમને લાગુ પાડવા વગર નાટકની ર-
ચના કરી શકાયજ નહી; તે મુજબ આ નાટક...
વખતે કહી કોમ ઉપર તે લાગુ પાડવો તેનો...
ચાર કરવા પછે આ ઠરાવપર આવવું પડયું...
સમાયલી રીત ભાતો વગેરે કેટલીક...
દેશી કોમને બંધબેસ્તી કરી શકાય...

એમ હોવાથી એ કોમ પસંદ કરવામાં આવીછે, મગર ના-
ટકની આખી બાબદ જેમ પારસી તેમજ હીંદુ, મુસલમીન,
અને ઈંગ્રેજ એ સઘલી કોમોને એક સરખી લાગુ પડતી છે.

નાટકની રચના, તોડ જોડ ને તેમાં સમાવેલી ખીના જો-
ઇએ તેવાં છે કે નહી તે વીશે વીચાર બાંધવાનું કામ સ-
મજુ ને દાના વાંચનારાઓની મુનસફી ઉપર સોંપી તે વીશે
મારી તરફથી કશાબી વીચાર જણાવ્યા વગર હું નમનતાઈ
ાથ આટલું જણાવવાની જરૂર જોઉંછું કે આવાં દેશી સં-
સારી નાટકો પોતાના ઉપયોગથી ખાલી નથી. એવાં નાટકો
પેક કરતાં વધુ રીતે દેશીઓના હકમાં લાભકારી છે, ને તેથી
મને બને એટલું ઉત્તેજન સમજુ નર નારીઓ તરફથી
ું જોઇએછે. આ નાટકમાં જે ગીતો દાખલ કરવામાં
ાંછે, તે પેલા જાણીતા પારસી સાહેર મારા મીત્ર ભાઈ
ાશા રૂસતમજી બાટલીવાળાએ મેહેરબાનીની રાહે
ાડ્યાંછે તે માટે તેમનો તથા તેવાજ એક મારા બીજા
ીત્ર કવી સવીતાનારાયણ ગણપતીનારાયણ, જેઓએ ભાઈ
ીરોશાએ રચેલાં સઘળાં ગાયનો તપાસવાની તથા બે ત્રણ
ં જોડી આપવાની કૃપા કરીછે—તે બંને મીત્રોનો આ
ૌપકાર માનવાની મારી ફરજ સમજુંછું.

૧ લી } નાહા. રૂ. રાણીના.

## આ નાટક વીશે વર્તમાન પત્રોના વીચાર.

### "કાળાં મેંઢાં."

ક્રાફરડ મારકીટની સામેની નાટકશાળામાં "ધી આલફ્રેડ નાટક મંડળી" ની મારફતે મી૰ નાનાભાઈ રૂસતમજી રાણીના એક એવા પારસી સંસારી ખેલ નાટકની રંગભુમી ઉપર મેળવાને ફતેહમંદ થયાછે કે જે અમે ખબર લેવા વગર પસાર થવા દેવા ચાહતા નથી. આ ખબર લેવામાં અમે અવશીય ઝડપ કરીયે છીયે કેમકે એ સુંદર ખેલ હજી ગ્રંથરૂપે છપાયો નથી તેટલામાંજ તેની ખામીઓ સુ-ધારવામાં આવે એવું અમે ઇછીયે છીયે કે જેથી નાટક જે સંસારી પાઠ શીખવવાની મોટામાં મોટી નીશાળ છે તે કામ બજાવવાને આ ખેલ વધારે ફતેહમંદ થઈ પડે. મી૰ નાનાભાઈનું રચેલું આ પેહલવેહલું પારસી નાટક છે, એટ-લુંજ નહી પણ તેવણુની જાણીતી કલમથી નાટક તખતા ઉપર રજુ થયલા ખેલોમાં આવો ફતેહમંદ પણ એજ પેહલ વેહલો અમે સમજીયે છીયે. તે ખુબીમાં ઘટે નહી પણ વખત જતાં શોકીન પ્રજાને ખેંચાણ કરનારાં એક ચાલુ સાધન દાખલ વધે એવું અમે ચાહીયે છીયે. કેમકે આ [illegible]
નાટકમાં સંસારનો એક ઘડો સમાવેલોછે, અને જો [illegible]
ઘણાક ભાગમાં એક ગંભીર ખેલના કરતાં અતી[illegible]
ફારસને વધારે મળતો આવેછે અને તેથી [illegible]
તેમાંની ગંભીર શીખામણની વાતો આ[illegible]
રહેલી રમુજી ઢબને બનબેસતી નથી[illegible]

વેલી નીતી સંબંધી ધારણા શક વગરની છે. અને અમારા ચાલાક મીત્ર આ નાટક કરતાની તેજી કલમથી સડસડાટ વેહતો શખુનોનો રમુજી અને રસીલો પણ સરલ અને અસરકારક મારો આ નાટકમાં પેહલેથી છેલે સુધી ચાલુ રહયોછે અને તેની રંગીન એબારતબાજીનું જોસ અને ઝમક નાટક પાત્રો વચે ગોફતેગોની સઘળી રમુજ તથા ઠોલી વચે જળવાઈ રહેલું જોઇયે છીયે. સામટો લેતાં આ નાટક સારૂ મી૰ રાણીનાને અમે મુબારકબાદી આપીયે છીયે, જેનો હેતુ અને રચના—નાટકની મતલબ અને તેમના પાત્રોની ગોઠવણ—વારતાનો સાર અને તેમના બનાવોનું ક્રમણ બંને કરતાની કલમને શાબાશીને લાયકનું છે. તેની વારતાની સાંકળમાં બનાવોનું વળાં ઉપર વળું આવતું જાયછે તેમ ઈંગ્રેજીમાં કાંઈ આગળ વાંચી ગયા હોય એવું યાદ આવેછે. તોપણ કરતાએ તે અસલ ઈંગ્રેજી રૂપ બદલી નાખીને એવી ચાલાકી સાથ સઘળો પારસી લેબાશ આપી દીધોછે કે એ પારસી નાટકજ થઈ પડયુંછે. પણ વળી તેમાં જે સંસારી બદીનું હાસ્યરસીક ચીત્ર આપ્યુંછે તે એકલા ઈંગ્રેજ કે પારસી કે કોઈપણ કોમની એબદી નથી. * * * * * * * * *

અમે વધારે પસંદ એટલાજ માટે કરીયે છીયે કે ઈંગ્રેજ નહી પણ સર્વ કોમોમાંની એક પાડી પાડીછે. શું હીંદુ કે શું મુસલમા- શું અજ્ઞાન કે શું સુધરેલામાં એ

બદી રેહેછે. એ જેમ હાલના વખતની તેમજ આગલા વખતની પણ એક બદી છે. સંસારી વીભીચારના પાપ વગર, ચોરી અને બીજા સાધારણ અપરાધોની પેઠે કોઈ પણ જમાનો ખાલી નથી. * * * * * * *

એલની નીતીવાન મતલબ, એક સુખી, સંપીલું, સુધરેલું પારસી વર વહુનું જોડું બે વીભીચારી દોસ્તોની બદ નજર સુધારવાની કોશેશ કરેછે તેમાં, સમાયલી છે. તે બેહુ દોસ્તો પરણેલાછે. બેહુની બાયડીઓ પોતાના ભરતારોને ચાહેછે એટલુંજ નહી પણ ઘણા વીશ્વાસથી ચાહેછે અને તેઓ જેવી પોતે પતીવ્રત છે તેવાજ તેમના ભરતારો તે બી ચારીઓની નજરમાં પત્નીવ્રત છે. અંદરખાનેથી તે બે "કાળાં મોંઢાંઓ" પોતાના ઉપલા દોસ્તની બાયડી ઉ-
બદનીશટા રાખેછે. પણ આ બાયડીને ઘણી ચાલાકી-
નાવીછે. તે પોતાના ધણીને તેના દોસ્તોની બેવફાઈ જાશ
કરેછે અને પછી તે વર વહુ, સોલી અને શીરીન, ઉ-
સાથે મળીને તે લુછા દોસ્તો, સપલ અને મેહલીને, જેર
રવા સારૂ કોઇજ વર વહુ અજમાવવાને રાજી થાય એવો
એક જોખમ ભરેલો ઉપાય યોજેછે. તે એજ કે તે બંને
દોસ્તો ભોગજોગે એકજ દહાડે સોલીની ગેરહાજરીની
સાંધી સોલીના ઘેરમાં આવેછે અને શીરીન તે
આવવા દેછે અને તેઓ પેહલાં તો ઘેર ધ
જરી છતાં બેહુ દોસ્તો એકઠા મળી જ
ધારણા ઊંચી વળેલી જુવેછે. તોપ

દુર કરવાની તદબીર કરતા થાભેછે એટલામાં સોલી પોતેજ ત્યાં આવી લાગેછે જેથી તે બંને દોસ્તોને એક ઓરડામાં ભરાઇ જવું પડેછે કે જે તે "કાળાં મેંઢાંઓ" ને માટે કો-ઇજ નહી પણ એક શખ્ત બંદીખાનાનું પીજરૂં થઈ પડેછે. અંહી વળી તે બદ કરતુકવાળાઓને બાળવા માટે શીરીન એક બીજો ઉપાય લેછે કે જે કોઈ પણ પરણેતરને માટે ધાસતી ભરેલોછે, અને તે એકે તે લુછાઓની બાયડીઓ નાજાં અને પીલાં જે પોતાના ભરતારોને ઘણાજ વફાદાર સમજતી હતી તેઓને સઘળો ભેદ જાહેર કરી તેઓને પોતાનાજ ઘેરમાં જયાં તેઓનાં "કાળાં મેંઢાં" કેદ પડેલાંછે ાાં તેડી લાવેછે એટલુંજ નહી પણ શીરીન તેણીઓને ાાના સોલીના હસ્તકમાં સોંપેછે કે જેની સાથે, તે બેઉ ાઓ, આગમચથી શીરીન સાથ કરેલી સમજુતીથી, ાના ભરતારોના દેખતાંજ પોતે જાણે કે બેવફા હોય તેવી ા કરેછે અને પરણેલાંની બેવફાઈ કેવી જખુન જખમ ાછે તે પોતાની ખોટી બેવફાઇના જુઠાં ડોળથી પોતાના ભરતારોને તેવાજ જખમનો અનુભવ થવા લગાડીને બ-નાવેછે. સેવટે તે ભરતારો સપલ અને મેહલીને તેમના ાખાનામાંથી બાહેર કાહડેછે ત્યારે તેઓ જોયછે કે તેઓ હતા ત્યારે તેમની સ્ત્રીઓએ સોલી સાથ જે બે-ા કીધા તે સઘળા ઢોંગ હતા અને બેવફાઇના ાી તેઓની ચાલનો સવાદ દેખાડવા સારૂ ાોલી સાથ આ ઢોંગ ચલાવ્યા હતા

અને તેમી વળી શીરીનની સામેલગીરીથી ચલાવયા હતા. "કાળાં મેંઢાંઓ" ના પસતાવાની અને તેમના ઉપર પડતા શીખામણના પ્રહારની કશી હદ નથી. મી૦ નાનાભાઈ રાણીનાની તેજી કલમ રાખુનોનો જે રાખત મારો ચાલુ રાખેછે તે આ નીરલજ પાપીઓને સમશેહરના કરતાં વધારે કાતેલ જખમો કરનારો છે અને તે દરમેઆન શીખામણના દાખલા, મીશાળો, કેહવતો અને વાતોથી ઘણીજ રંગીન અને અસરકારક ગોઠવણે એક દીપક માળાની પેઠે પ્રકાશી રેહેછે. સુખી ઘેરમાં ખાતરપાડુ, નીતીભ્રષ્ટ બેઇમાનો, તે પૈસાના રોગાનથી ચલકતા અને બાહારના દેખાવથી આબરૂદારમાં ખપતા, કલબે કલબના રખડનારા મોજીલા શોકીલા, પણ અંદરખાનેથી મેળાં દીલના કાળા બગધયાનીઓ, પોતાના વ્હાલા દોસ્તોનો વીશ્વાસ કેવી નીચ દયાનતથી તોડી તેના સુખ સંસારનો નાશ કરવાની કોશેશ કરેછે તેઓનું મી૦ રાણીનાએ આ નાટકમાં એક હાથ ઉપર જેવું હાબહુબ ચીત્ર આપયુંછે તેવોજ તેમના ઉપર ફીટકાર અને લયાનતનો વાજબી મારો એવી તો હીકમત અને હોસયારીથી ચાલુ રાખયોછે કે સેવટે તે "કાળાં મેંઢાં" ઓ પોતાનાં પીંજરાંમાંથી પસતાવાના ભ[illegible] પોતાની મેળેજ બાહેર નીકલેછે. તેઓ સોલીના ઘેહલાં તો એકેકને ઠગેછે, પછી સોલીના આ[illegible] સાથે મળી જાયછે, પછી સોલીની ધાસતી[illegible] સોલીની સાથે પોતાનીજ બૈરીઓને [illegible]

મુજાયછે. એ સઘલા ભાગો એવી છટાથી રચયાછે કે જે મી० રાણીના સરખા કસાયલા લખનારના અનુભવથીજ બની શકે. આખા ખેલમાં ચાર કલાક સુધી ખોલબોલ જે હસવાનું ચાલુ રેહેછે તેજ એ ખેલની મજાહનુ માપ છે. આ ખુબીઓ કબુલ કરવા છતાં એ ખેલ ઘણો સુધારવો જોઈએછે એવું હમારૂં મત છે.

* * * * * * * * * * *

રાસ્ત ગોફતાર, તા૦ ૪ થી જાનેવારી સને ૧૮૮૫.

---

"BLACK SHEEP."

મી० નાનાભાઈ તરફથીજ કરવામાં આવેલો આ પ્રયત્ન ઉત્તેજનને તથા પ્રશંસાને પાત્ર છે. આ નાટક કેટલું લોકપ્રીય થયું છે તેનું અનુમાન દર શનિવારે તે જોવા નાટકશાળામાં પારસી કુટુંબોની જે ગીરદી થાય છે તે ઉપરથી કરવાનું બની આવે છે. નાટકની વસ્તુ આ છેઃ—એક શ્રીમંત સુધરેલા વિચારનાં પારસી દંપતી છે. પુરૂષનું નામ સોલી અને સ્ત્રીનું નામ શિરીન છે. સોલીના સપલી અને મેહેલી નામના બે મિત્રો છે. તે ઉપરથી જેવા ધોયલા મૂળા જેવા થઈ ફરતા
ત્રા તેવાજ અંતઃકરણના પણ ચોખ્ખા છે એવા પુરતા
થી સોલીએ તેમની સાથે પોતાની સ્ત્રીને બોલવા-
સ્કુટ આપવામાં કાંઈ વાંધા જેવુ જોયું નહિ.
ો ભોળો ભૂલમાંજ ગોથાં ખાતો હતો. તેના
ની કરતાં તેની સ્ત્રીની પ્રીતીને માટે અં-
ના. પણ કાંઈ લાગ ફાવતો ન હતો.

એક દિવસ સોલી શેઠ નાટક જોવા જવાના તે ટાંકણું સાંધી આ બંન્ને મિત્રો જેમને **કાળાં મેંઢાંની** વાજબી ઉપમા આપવામાં આવી છે તેમણે એક બીજાથી અલગ અલગ પત્રદ્વારે પોતપોતાનો અંતરનો અભિલાખ તેણીને વિદિત કર્યો. શિરીનને તેમની આ બેહાઈ જોઈ ગુસ્સો ચઢયો અને તેણીએ પોતાની લાજપર હાથ નાખવા તત્પર થયલા આ બે મૂષકોને છટકામાં સપડાવી તેમની સુધ ઠેકાણે લાવવાનો નિશ્ચય કર્યો. તેણીએ ચીઠીની વાત પોતાના પતિને કહી દીધી. શીરીન ચતુર ને ખબડદાર તેથી બન્નો સર્પોને સાડસામાં સપડાવવા અને તેમની ખોડ ભુલાવવાની એવી એક યુક્તિ બતાવી કે તે માન્ય કરી તેણીનો સ્વામી સુચના પ્રમાણે ત્યાંથી દુર છુપાઈ રેહેવા જતો રહ્યો. પોતપોતાને જણાવેલ વખતે, પણ એક બીજાથી થોડીવારને અંતરે બન્ને હાજર થયા. બન્ને મેંઢાં એક બીજાને જોતાં ચમકયાં અને પરસ્પર ડોળા ઘુરકવા લાગ્યાં. બન્નેએ એક બીજાને ત્યાંથી ખેરવવાની બાજી માંડી જોઈ; પણ એક બીજાને વટાળે એવા હોવાથી તેમાં બન્ને નિષ્ફળ થયા. એક મેંઢું પોતાની સાથે ખાનું લેતું આવેલું તે લઈ બે મેંઢાં ને શીરીન સુધરેલ ઢબ પ્રમાણે ખાનાંપર બેઠાં—શરાબનાં ત્રણ જામ ભ[illegible] તે દરેકે હાથમાં લઈ શીરીનની સલામતી સા[illegible] માટ માંડવા જાય છે તેવાંજ શીરીન! શીરી તેણીના ધણીએ બારણાં ઠોકયાં. આ ખાનાને ઠેકાણે રહયું ને બન્ને મેંઢાંન

ટોંટિયા લપુકિયાં લેવા લાગા અને બન્ને ત્યાંથી નાહાસી જવાનો મારગ ખોળવા લાગા. ગભરામણ ને અકળામણમાં બન્ને મેંઢાં નાહાસવાનો માર્ગ ન મળ્યો ત્યારે સંતાવાનો માર્ગ ખોળવા લાગાં. શીરીન પણ હવડે કોણ જાણે શું એ થઇ જવાનું હોય તેમ બન્ને મેંઢાં આગળ પોતે ગભરાઈ જવાનો ઢોંગ કરતી, પણ તેનું કલેજું ઠેકાણે હતું. તેણે બન્ને વિષયલુબ્ધ મેંઢાંઓને એક ઓરડીમાં પુરી પોતાના પતીને બારણું ઉઘાડયું. કાળાં મેંઢાં ક્યાં પૂર્યાં છે તે તેને બતાવ્યું. બન્ને મેંઢાંની બાઇઓ જે બાપડીઓ ભોળી ભટાક જેવી હતી ને જે પોતાના પતીને દશરથના પુત્ર રામચંદ્રજી જેવા એકપત્નિવ્રતવાળા ગણી મનમાં ફુલાતી હતી અને શીરીનને તેવો પતી ન મળવાથી તેણીની તેની આગળજ દયા ખાતી હતી તેમને પડોસના તેમના ઘરમાં જઈ સઘળી હકીકત જણાવી પોતાના ઘરમાં તેડી લાવી. તે બાઇઓની આગળ તેમના કોટડીમાં પુરવામાં આવેલા પતીઓ સાંભળે તેમ શીરીનના ધણીએ જે મર્મવાક્યના બાણના પ્રહાર કર્યા તે જેમ બન્ને મેંઢાંઓનાં કલેજાં છેદી નાખે એવા હતા તેમજ તેમણે કરવા ધારેલી બેહાઈની શિક્ષા તરીકે પણ પુરતા હતા.

...બળાંનો છેડો એ આવ્યો કે બન્ને મેંઢાંઓને પોતાના ...પરાધ માટે પોતાનીજ સ્ત્રીઓને પગે પડવું પડયું; ...સોલી પાસે માફ માંગવી પડી અને તેમનાં ...પશ્ચાતાપ પામી તેમણે પ્રતિજ્ઞા કરી કે ...ઈ પણ પરસ્ત્રી પર આડી નજરથી

ન જોતાં તેને પોતાની માતા સમાન ગણશે. આ સંક્ષિપ્ત સાર ઉપરથી મી૦ નાનાભાઇએ હાથ ધરેલી બાબત કેટલી નાજુક અને લક્ષમાં રાખવા યોગ્ય છે તે સહજ ધ્યાનમાં આવશે. શિરીન જેવી સુધરેલી સ્ત્રીએ જે ચતુરાઈ અને હુશિયારીથી પોતાપર મુકવામાં આવેલા પતિ તરફના વિશ્વાસને ઇનસાફ આપ્યો તે દાખલો એખલી પારસી કોમની સ્ત્રીઓને માટે તો શું, પણ બીજી કોમની સુધરેલીમાં ગણાતી અથવા ગણાવવા ઇચ્છા રાખનારી સ્ત્રીઓને પણ ધ્યાનમાં રાખવા જોગ છે. મિત્ર પસંદ કરવામાં પુરૂષો કેવી ને કેટલી ભૂલ કરેછે તે પણ આ નાટકરૂપી દરપણમાં જોવામાં આવેછે. આવી નાજુક બાબત હાથ ધરી અમારા મિત્ર મી૦ નાનાભાઇએ જે સભ્યતાની હદમાં રહી લખાણ કર્યું છે તેટલી હદ તો પ્રાચીન શેકસપિયર જેવા કેટલાએક પ્રસિદ્ધ નાટકકારોના લખાણમાં પણ નથી. * * *

ગુજરાતી, તા૦ ૧૮ મી જાનેવારી સને ૧૮૮૫.

---

## "કાળાં મેંઢાં."

આલફ્રેડ નાટક મંડળી નામની મી૦ નાનાભાઈ રૂસ્તમજી રાણીનાની ખાસ દેખરેખ અને ઉપરીપણા હેઠલ ચાલતી એક આબરૂદાર નાટક મંડળી હાલ અત્રેના "એસપલનેડ થીએટર"માં, એજ જાણીતા ગ્રહસ્થનો લખેલો ઉપલાં નામનો એક પારસી સાંસરી ખેલ ભજવી બતાવે છે, અને તેની અત્રે નોંધ લેતાં ખુશી ઉપજે છે. આ નોંધ, હ

ભય છે કે, હમો બહુ અસુરી લઇએ છઇએ, તોપણ નીતીમાન નાટકો જોવાનો પારસી કુટુંબો વચે એક સુધરેલો શોખ પેદા થયલો જોવાને હમો ખાએશમંદ છીએ, એટલે તેવી કીસમનો આ એક ખેલ દરેક કુટુંબે જોઈ લેવાની મોટી ભલામણ કરતાં સાથે લાગા એ લોક પ્રીય નાટક હજી જારી રાખવાને લગતા વલગતાઓને હમો મજબુત ભલામણ કરીએ છીએ.

મી૰ રાણીનાની એક જાહેર લખનાર તરીકે અમારા વાંચનારાઓ જોડે પીછાન કરાવવા થોભવું પડે એમ નથી, * * * એટલે "કાળાં મોંઢાં"નો પારસી સંસારી નાટક એક ફતેહ છે એમ સ્વીકારવાને કશો વેહેમ રેહેતો નથી.

આ નાટકમાં જે પાઠ સમાવવામાં આવ્યો છે તે એક માહ ધીકકારવા જોગ સંસારી બદીને ચાબકા લગાવે છે; એટલે જાત ન્યાતના અંતર વણા તે દરેક કોમને લાગુ પડતું ચીત્ર થઈ પડે છે, અને તેથી જોકે નાટકનું પાત્ર પારસી કોમમાં લીધું છે તોપણ તે હીંદુ, મુસલમીન અને બીજી કોમોને તેટલુંજ જોવા જોગ થઈ પડેછે. એમ કરતાં કેટલેક ઠેકાણેથી ભય બતાવવામાં આવેછે કે એવી એક બારીક કીસમનું ચીત્ર પારસી કોમને લાગુ કરી તકતા પર રજુ કરતાં પારસીઓની મગરૂરીને પરકોમ સામે જખમ લાગેછે. આ વાત હમો તદન હસી કાઢીએછીએ. સંસારી સબકનું એક ચાનક લેવા જોગ ચીત્ર કોઈ પણ ક ચોકસ પાત્રમાં રજુ થતાં તે તેજ પાત્રની કોમને

લોકહાંસીમાં લાવી મેલે એ વીચારજ ભુલ ભરેલો અને વગર અગતનો સમજાયછે. * * * વધારે ખરી રીતે બોલતાં આ ખેલ એક ગંભીર નાટક કરતાં એક સંગીન ફારસ જેવો વધુ જણાયછે, અને તોબી હમો મી૰ રાણીનાને તદન એકમત છીએ કે એવીજ રીતે એવી બારીક કીસમના સંસારી નાટકો દરેક કોમના દરેક પંક-તીના લોકોને ગલે ઉતરે એવા ગપ્યા બનાવી શકાય એમ છે. * * * *

નાટકનો પલાટ અતી ઘણો બારીક છે, અને તોબી તે જેટલો બારીક છે તેટલોજ અવશ્ય અગતનો અને આનંદ આપનારો છે. શીરીન એક પતીવ્રતા, ચતુર અને સદગુણી અબલા તરીકે સ્ત્રી તમારાગીરોને એક બેમુલો બોધ આપેછે, અને સપલી અને મેહેલીની કીસમના સંસાર સુધારાના લેયાનતને લાયકના શત્રુઓને, સોહોલી સખત ચીમકીઓનો ચમચમાટ લગાવેછે.

આ ખેલમાં કેટલાક શબ્દો વાંધા ભરેલા છે એમ ગ-ણવામાં આવેછે, પણ તે વાંધા ભરેલાજ છે એમ હમો કહીશું નહી. નાટક, બને તાંહાંસુધી જીવતું અને અસર-કારક ચીત્ર બનાવેલું હોવું જોઇએ, અને તેથી નીતીના સઘલા અંદાજાઓની સાચવણી સમેત એક અતી ખરાબ "કેરેકટર" ચીતારવા બેસવું હમો એક નાટક કરતા માટે કોઈ રીતે સેહેલ કામ સમજતા નથી. એ કારણસ હલકી "કેરેકટર"ના મોહમાં સેહેજ હલકા બોલ આપવા

આવે એ માફ થઇ શકે એટલુંજ નહી પણ બાજે વખત અનીવારય અગતનું થઈ પડેછે. * * * * છેલ્લે આ નાટકમાં ઉપર કહેલી અને સેહેજ સાજ ને ફકત ખાનગી એલતેમાસોથી સુધરી શકે એવી જે બીજી ખામીઓ છે તે સઘળી ખામીઓ કરતાં તેમાં ખુબીઓ ઘણી વધારે છે, ને વળી વધારે સંગીન છે, માટેજ દરેક કુટુંબને એ ખેલ જોવાની અમો ઘણી ખુશી સાથે મજબુત ભલામણ કરીએ છઇએ.

કયસરે હીંદ, ૨૫ મી જાનેવારી ૧૮૮૫.

---

કાળાં મેંઢાંનો એક દેશી સંસારી ખેલ જે આજ કેટલાક દીવશ થયા આબરૂદાર દેશી કુટુંબના મોટા મેલાવડા વચ્ચે ભજવી બતાવવામાં આવેછે તે આજ રાતરે કરવામાં આવનાર છે. જેઓએ એ ખેલ જોયોછે તેઓનો મોટા ભાગ એ ખેલની ખુબી વીસે જાહેરમાં તેમજ ખાનગી રીતે વખાણ કરેછે અને દેશી કુટુંબ માટે તેમાંથી ઘણોક નીતીનો બોધ શીખવાને મલતો કેહેવાયછે. માટે આશા રખાયછે કે આવા એક ખેલની આ છેલી તક દેશી કુટુંબો હાથ લેવાને ચુકશે નહી.—અખબારે શોદાગર, તા૦ ૨૪ મી જાનેવારી ૧૮૮૫.

THE ALFRED DRAMATIC COMPANY.—The members of the Alfred Dramatic Company have been for the last two or three weeks performing a most popular Gujarati play, entitled " Black Sheep or Social Pests," written by MR. NANABHAI R. RANINA, a well-known Gujarati writer. Mr. RANINA, who is the author of several works and who has made his reputation as a lexicographer, has been writing a series of dramas depicting in a masterly style the social life of the educated class of natives. The drama is of a highly didactic and moral character. It lays bare without fear or favour some of the social evils which under the cloak of civilization have been gradually gaining ground among the native communities. The moral lessons preached by some of the *dramatis personæ* in respect of some of these evils do credit to the writer who has conceived them in a happy spirit and expressed them in language which commands the approval of an intelligent audience. Although it has only been placed on the stage, a short time, the drama has caused a sensation in the native community, and large numbers flock to witness the performance of the piece by actors who are not quite unknown to them. It may be fairly said that few dramas that have been put on the stage by natives are more spirit-stirring and laughter-exciting than " Black Sheep or Social Pests." SAPLI and MEHLLI, the two " black sheep and their wives NAJU and PILAN, perform their pa

the most natural manner. Shirin and Soli, who are the victims of the machinations of the "black sheep" play their parts in a manner which reflects credit on the company.—*Times of India, 27th December* 1884.

---

The Gujerati play of "Black Sheep or Social Pests," written by Mr. Nanabhai R. Ranina, has had a successful run at the Esplanade Theatre. The social evils of the day are faithfully depicted by the author, and the piece is so excellently represented by the veteran actors who take part in it, that it is not to be wondered that the play draws such bumper houses. The mere appearance on the stage of Sapli and Meblli, the two "black sheep," always excites the interest of the audience, who are in a continuous roar of laughter at the manner in which they are befooled by shrewd and intriguing women. Najan and Pilan wives of the "black sheep," and Soli and Sheerin play their respective part in a very creditable manner and have deservedly become favourites with the audience.—*Times of India*, 10*th January* 1885.

---

THE ALFRED DRAMATIC COMPANY.—This Company, which consists of respectable players, will repeat to night at the Esplanade Theatre (opposite the Crawford Market) the Guzerathi play called "Black Sheep." The title indicates the nature of the moral contained in the play, and its sparkling dialogue, ingenious plot and abundance of humour, have commended themselves so well to natives of all classes that though it is long since the play was first put upon the boards, it continues to attract every week large audiences. The piece is from the pen of MR. NANABHAI RASTAMJI RANINA, who is well known as the author of several Guzerathi works; and in the present instance he has employed all his dialectical skill and his command of the language, to point the moral and adorn the tale. The author aims high in his representation of a seamy side of social life; but, we believe, his satire in a few cases would lose none of its force if it were conveyed in a little more refined and delicate manner. The play is as well acted as it is written. Several of the actors possess considerable experience of the stage, and being superior to the ordinary run of native players, who appear to have little idea of what acting means, are well able to do justice to their parts.—*Bombay Gazette, 10th January* 1885.

# કાળાં મેંઢાં
અથવા
# સંસારસુખના શત્રુ.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

[ઠેકાણું:—સોરાબશાના ઘરનું દીવાનખાનું—દીવાનખાનામાં સાદી ને સુતરી રીતે ગોઠવેલું થોડુંક ફરનીચર છે. મસાલ બતીનો સામન તૈયાર કરતો નજરે પડેછ.]

[શેહેરીયાર દાખલ.

**શેહેરી૦**—(મસાલને) બોઈ કાંહાં છે રે?

[કએતાન દાખલ.

**કએતાન**—(મસાલને) ક્યા રે રાતકુ કોઈસા બતી કીયા? તેરા બાપકુ તેલબેલ મીલા નહી! સારા રાત હ' અંધેરેમે સોયા!

૧ [પેસી કારભારી ૬

**મસાલ**—ક્રીસ્તનજી સેઠ જરાસા તેલ જીયાદા દો યે સાબ બતીકે લીએ ચીકલાતે હુંએ.

**પેસી**—બહ બહ! વધારે તેલબેલ કંઈ નથી! જેમ થતું આયુંછ તેમ થહે!

[માલી તુરો લઈ દાખલ થાયછ–તોરાદાનમાં મુકે–તેટલાં લાલો દાખલ.

**લાલો**—પેછી છેઠ, ગારીની વરદી પુછોની, છેઠને ગારી ક્યારે જોઈછે?

[ભૈયાજી દાખલ થઇ ઠઠારા સમેટ મુછપર તાવ દેતો હાથમાં ન્હાનાં ડંગોલાં સહીત પસાર કરતો ફરેછ.

**મસાલ**—(ખુશમાં આવી જરા લલકારેછ ને બધા અજબ થઈ તે સાંભલેછ.)

"ખુન હમ્એ કરના યા હમ્એ મરના—એ રાહ.
દીન ભર મરના મહેનત કરના કીસમતસે હયે લડના યાર
મુશ્કીલ વરના પેટ હમ્એ ભરના ઈસ દોજખસે ડરના યાર
જાહીર છોટા બાતીન મોટા ગડા પેટકા હમ્એ જ્યુંગાર
રહો રવાંમે પીરો જવાંકે ફીક્ર ઈસીકી લઅલ નેહાર
યે ભુકકે આજાર સે હમ્એ સભી બેજાર
શાહો ગદાભી યાર હમ્એ ઇસીકે દીલફીગાર

न होता ईसका डर कीसीकोभी मगर
न होता कोई नफ़र खुशामतगर
बद अतवार —दीनभर०

शोहेरीयार—तुं गोयछ? तुं शुं गोतीती! हुमे ईरूनी लोक घणा सरस गोएच! जो हुं केवा मजाना गोएच ते!

[ते गायछ.

**भैरवी—गज़ल.**

वतन ईरांनथी आवी—गुले गुलज़ार छोरावी;
पदर सहुनी हियां लावी—हमे लाचार ईरांनी. १.
सिखी सब काम बावरची—नमक नाखी हरद मिरची;
ज़िआदा जो मली खरची—बने बेकार ईरांनी. २.
लिलांउमां छुरी कातर—लवंदर ले फुलावांतर;
बरफ़ थेंदी सुलावातर—करे हरकार ईरांनी. ३.
फ़दीये पक ईदां ताज़ी—बने वेची हमिशा राज़ी;
ईरून पाछी नफ़ा साज़ी—फ़रे जरदार ईरांनी. ४.

कएतान—ए कया रे! ईसकु गांणा बोलता हय? कोन बोलता हय? बोलनेवाला गोद्दा हय, गोद्दा!

लालो—तो कएतान छाब, तुम गाओनी तुम!

कएतान—तुम लोक ईदर काम करनेकु आया के गांणेकु आया? अच्छा अब्बी मेम साब आयगा तब बात!

માલી—હ્યા ટોપસાચ્યા મીજાજ ગેલા હો!

કચ્એતાન—ટોપસ કીસકુ બોલતા રે! ટોપસ તેરા બાપ!

[ તેને મારવા જાયછ.

લાલો—કચ્એતાન છાબ! કચ્એતાન છાબ, એછા ગુછા નહી કરના—આપણ છબ લોક હછતા હય! તુમ કુચ ગાવો ગાવો.

કચ્એતાન—અમ ગાએગા તો તુમ લોક કયા સોમજેગા? તુમ સોબ ગોદ્દા લોક! તુમકુ ગાંણેકુ કયા માલુમ?

લાલો—(એક તરફ) ત્યારે છછરો ડાહ્યો તો એજ કે? (તેને) કુછ નહી, કુછ નહી! અમ લોકબી છમજેગા—ગાવો ગાવો.

કચ્એતાન—દેખો આપુંણ ગાતા હએ, તુમ સુનો.

[તે ગાયછ.

(બંગાલી બાબુની રાહ.)

Ladies આલ ઑન જાટલીમેન
give પીલિસ લિટલી એટનશેન,
Kaitan બોટ્લર દેતા હૈ
આજ ગાંણા તુમકો નોંમ્બર વોંન;

ફ્રારસી લોગ બોત naughty હૈ
કુચ નહિ માલુમ how give રિસ્પેક્ટસ;
Bumper dose બરાંડી drink
ઍાંન eat like devil pie ઍાંન cakes.

(કોરસ) પ્રાપર English no માલુમ ફિરફ્રર I ask to give એક્સક્યૂસ;
ખોબરદાર જબ કોઈ હસા તબ ઉસ્કૂ કહેગા nasty goose.

અપણા લંડન ગોવૅસે એઇલા
then વાઇટિ સાબ સિરવિસ ટેંક,
વો તર ખાંણાં બોરાબ નિકલા
પ્લાંટી give kick on my બેંક;

Then I come to ફ્રાસીં માસ્તર
ઉસ્કા મોડમ બંરા બોરાબ,
મરી ગયા મૂવા બડબડતા
લિટલી late I give જવાબ.

(કોરસ) પ્રાપર English

અચ્છા સેટ અફ્કોસ કોઇ ઇસિપિક
how you do સીયોર કૈતાન,
I say જસ ધી same as you do
then get ગુસ્સા call સૈતાન;

ઍરચે they come cut my throat
see લિટલી dirty knife ઍૉન fork,
Throw viniger on my eyes
if soon not open bottle cork.

(કોરસ) પ્રાપર English

I clean close ઍૉન empty પાકિટ
go to ask કિસમિસ બપ્પસીસ,
મોડમ three empty બોલ બૉકસીસ
master ટોંડાન give બૉકસીસ;
Then આઉં ગડબોડ કર સાંગિતલૅ
સિરવિસ માકા જાય ન સેટ,
Two bottle brandy they give
જબ I said I go Magistrate.

(કોરસ) પ્રાપર English

દુસરા બાત I રિક (ટેકા કિટૅ મહણતૅ)
લકલેકટ their name is આલ
સબ same ઍૉન why?
ક્યા સોબ મોરદ હૈ ઓ ઓ ઓ
આલ the ઔરત name is બાઈ;

ફાલ્યાં આંઉ ગોવેંક આઇતોલો
ફતમાર boat is ready come,
So wish you good-night I go
ઑન drink યોર હેલ્થ in glass આફ rum.

(કોરસ) પ્રાપર English

**શેહેરીયાર**—(એક તરફ) શું મજેના ગાયેચ! બધી કાગરા ઉડી ગેઈ!

**લાલો**—વાહ! વાહ! બોત અચ્છા! બોત અચ્છા! કએતાન છાબ, તુમ બોત હોછીયાર હય! એ તુમારા કાન જરા છોટા હો ગયા, નહી તો તુમારી કેની તે કીમત નહી! ચલો અબી આપણ છબ લોક ગાના ગાકે જોઇએ કે આપણેમે છબછે છરછ કોણ હય.

[તેઓ ગાયછ.

**પેસી**—વાત હાંભળજો નાદાનો;
કાંય નહિ હરહ મને માનો— ૧.
કારભાર હું ચલાંઉ લાવી—બજાર અન પાણી;
હું ન હોંઉં તો ઘર ચાલે ક્યમ—રડે હેઠ હેઠાણી— ૨.
વાત હાંભળજો—

**શેહેરી૦**—બોબરચી મેં પુલાપ કીધી—રાંધી રાથલી ચોઈ;
કાલે હું જો ઈરૂન ગેઈ તો—ભુખુ મરે શિત બોઈ—૩.
વાત હાંભળજો—

**મસાલ**—મૈ મકાનકો સાફ રખું-ઓર રાબકો કરૂં ચરાગ;
મસાલ બિન મરકી ચાલિતો-આગ લગે ઘર બાર—૪.
વાત હાંભળજો—

**કએતાન**—એ એ રચે રે ચૂપરાવ ક્યા-મોસ્તી કરતા સોબ;
કોરિ પિશ્નિ મિશ્નિ ગયા તો-ગોદ્દા ખાયગા કોબ-૫.
વાત હાંભળજો—

**લાલો**—છરછ છઉથી હું છું લાલો-કાંય લડાછો છાય;
ગાડિ હાંકતાં બાઈ મને-બેછાડછ જમને હાથ—૬.
વાત હાંભળજો—

**માલી**—મી માલી હ્યા બાગચા-ર્‍હા કરા ચાંગલા બ્હાર;
માલીવાચુન ઉતરૂન જાઇલ-મજવર હે આધાર—૭.
વાત હાંભળજો—

**ભૈયાજી**—કહા કહેવત હો ખાંડ ખાય કે-જો મૈ ન હોં સિપાઈ;
ચોર હાથ ધન માલ જાન સબ-ઘર જાવે લુટવાઈ—૮.
વાત હાંભળજો—

[ગાતા ગાતા તથા ઢોંગ મસ્તી કરતા બધા જાયછ.



## પ્રવેશ ૨ જો.

[ઠેકાણું:—સોરાબશાના ઘર માહેલો બીજો ઓરડો.]

### શીરીન.

**શીરીન**—(હાથમાં એક ચીઠી છે-જરા કચવાટ સાથે) આએ કેવો જુલમ! અએ મુરખ મરદો, હાથે કરી કાંએ તમે તમારી શોભામાં ધુળ નાખોછ? [પેસી અંદર આવી કંઈ કાગળો તપાશવા મંડેછ.] પોતાનાં ઘરબારનું જે ખરૂં સુખ તે ભોગવવાનું પડતું મુકી હરામ ઇલત શોધતા ફરે, એના જેવા કંગાલો બીજા કોણ હોય વારૂં? તમે પરણીને બૈરી કરી લાયા તો પરણ્યાનો અરમાન પુરો પાડો. તેને તમારા સુખ દુખના એક ખરા ને સાચા સાથી પેરે ગણી તેણીનાથીજ તમારી બધી હોંસ ઉમેદો પુરી પાડી સુખ ભોગવો-(જરા નીસાસો નાખેછ.)

**પેસી**—(કાગળીઆં તપાસતો તપાસતો) એ આજે છે હું? બાઈ આજે કોહેલા કાંદાની પઠે ફદફદીયા હાનો કરે?

**શીરીન**—મરદો, તમે બહારથી આવા ધોતા ધોતા રહી અંદરખાને આવાં મરદુમ આજારનાં કામો કરતા

ફ્રોછ, તો તમને દીન અને દુનીયાનો તો ડર નથી, પણ તે દાદારનો તો ડર કરો.

પેસી—(જાણે પોતાના મન સાથેજ) એ વાત કરે કોણ હાથે? કોઈ મુવો જીવતો પાહે તો મળે નહી ને (શીરીન જેમ હાથ પગના ચાળા કરતી હતી તેની નકલ કરીને) એમ તેમ હાથ કરીને એ બધી વાત કહી હંભળાવેછ કોણને?

શીરીન—(લગાર ચીરડાઈ હોય તેમ) નાપાકો, તમે પોતે આવી નાપાકીઓ કરો, તો પછી તમારાં ઘર પાધરાં કેમ રહે? હેફ છે સપલ તારી પર!

પેસી—ઈએ! ઈએ! એ હું થાય!

શીરીન—ચંડાલ, તેં તારા એક ભલા દોસ્તનો વીશવાસઘાત કરવા જેવું કીધુંછ. મારો ભલો સોલ–નેક સોલ કેવો ભલો ને તે સાથ કેવો ભોળો છે. આ નાપાક સપલી પર તે સદા ફીદા રેહેછ! પોતે જાતે ભલો છે, તે બધાને ભલા ગણી તેમ વરતેછ, પણ ખરેખર તેમાં ઘણોજ ઠગાએછ.

પેસી—એ તો હાથથી ગેઈ દેખું! વા હાથે વઢે કે હું?

શીરીન—અએ ભલા મરદો, આજના આએ નાટકરૂપી સંસાર ચીત્ર ઉપરથી તમે ચેતો. લુચા લફંગા ને લતરાજ ખોરોની લાહેરીપર–બહારના ખોટા દેખાવ કરનારા

બગ ભગતો પર એકદમ ભરૂસો મુકી તમારાં કુમળાં નાદાન બચાંઓને તેમની સંગતમાં ફરવા દેવોછ તેથો હાથ ઉઠાવો.

**પેસી**—લે એ તો હવે ડાહી થઈ ગેઈ! હવે તો કંઈ રીતભાતે બોલે! હારૂં થયું રે! નહી તો હું તો બીને મરીજ ચાલીયો તો જો!

**શીરીન**—કેહેવત છે કે ગામમાં મુરખો હોય નહી તો ધુતારા ભુખે મરે. પણ હું તો કેહુંછ કે ગામમાં જો ભોળાઓ હોય નહી તો કોરગાઓ ફાવે નહી. (ચીઠી વાંચેછ) "મારી લાડકી સીલી" (ચીરડાઈને) લ્યાનત તું લખતા પર! (વાંચેછ) "તું જાણતી નથી, ઓ મારા જાન, કે મોહબ્બતની આગથી હું કેટલો જલતો ફરૂંચ" કોઈ મોટી ચેહ કે ચીતા સળગાવો તેમાંજ કાંએ બળો જલી મરતો નથી. (વાંચેછ) "મારી તરફ જે મેહેરબાનગી ભરી નજરથી તું જોયછ, તે પરથી મારી ખાતરી તો થાયછ કે તુંબો મને ખરાં જીગરથી ચાહેછ તો ખરી" (ચીરડાઈને) ખરાં જીગરથી હું તુને ચહાતી તો નથી, પણ જો મારૂં ચાલે તો ખરાં લોહોડાંનાં કોઈ તેજ હથીયારથી તારૂં જીગર ચાક કરૂં ખરી!

**પેસી**--એ પેલું વારૂં પાછું આયવું! ગેઈરે મારા બાપ, મગજથી ખીહો ગેઈ! હવે કેમ થહે!

**શીરીન**—કેવી અફસોસની વાત! મારા ભલા ખાવીંદનો એક ભલો દોસ્ત જાણી મેં તારી તરફ સલુખાઇ દેખાડી તો તું એક હ્યાનતી કુતરો તે સલુખાઇની કદર બુજી શકયો નહી! મેં તારી તરફ મુરવત દેખાડી તો તું એક બેમુરવત હેવાન બન્યો!

**પેસી**—(લગાર બીહીને) એ એનાં દીલબોલમાં આવે કે હું? પરમદારે પેલી બોરવારી હાથે પંચાત કીધેલી તે તો રાંડ કેથી ડાકણ થઇને દીલમાં નહી આવેલી હોય! હંભાલજે રે બચ્ચા પેહી! વખતે ડાકું બાકું નહી ભરી દીએ!

[પાછે પગે ચાલતી પકડેછ.

**શીરીન**—ખરેખર, ભોળી ઓરતોને પણ આ એક ચકુનમ પકડવા જેવો જીવતો દાખલો મલેછ કે પારકા મરદો સાથ, સેહેજ સાજની થોડી ઘણી ઓળખ થતાં, એકદમ ભેળાઈ જતાં કેટલી સાવચેતી રાખવી. ભોળાઈ અને સલુખાઇને નીચ દાનતવાલા કોરગા મરદો કેવાં રૂપ આપેચ તે તો જુઓ! (વાંચવાની તજવીજ કરી) બસ, હવે આ ચીઠી વાંચતાં કંપારી છુટેછ! શું આ નીચ સપલીને ફાવી જવા દઊં? ના, નહી. એને ફજીયત કરૂં!

એને રૂશવા કરૂં! એને ઉઘાડો પાડું! એને જગની બત્તરી-સીએ ચઢાંઉ તોજ મારો બખ પુરો પડે! હા, હા, તેમજ કરૂં, મુકું નહી!

(નીસાસો નાખી બંધે હાતે મોડું ઢાંકી મોટી ખુરસીપર હઢેલાઇને પડેછ.)

[શેહેરીયાર દાખલ થાયછ.

શેહેરીયાર—બાઈ, આજે મારા બાપનો શાદી છે, હું પછી જરા આતશબેહેરામ જાએચ.

શીરીન—શું આજે તારો બાપ પરણેછ?

શેહેરી૦—નોઈ સાબ, આજે મારા બાપનો શાદી છે.

શીરીન—એટલે? તું શું કેહેવા માગેછ? તારા બાપનાં આજે લગન છે?

શેહેરી૦—(એક તરફ) બાઈ તો કઈ જંગલી છે-કઈ સોમજેચ નહી! (શીરીન તરફ ફરીને) એમ નોઇ, બાઈ, હું કેહેચ કે આજે બેરામ રોજ, અરદીબેસ્ત માહ, પંજ હફ્ત સાલ, મારો બાપ જની.

શીરીન—એ શું ભરડેચ! બેરામ રોજ, અરદીબેસ્ત માહા! ત્યારે શું એ દહાડે તારા બાપની શાલગરેહ છે?

શેહેરી૦—હં! હં! શાલગરેહ! શાલગરેહ! આવે સોમજેચ?

**શીરીન**—ઠીક છે. જજે, જજે, ને ઘરમાંથી સુખડનુ એક પેરીઊબી લેતો જજે. [તે જાયછ. પેસો એક ચોઠી લાવી શીરીનના હાથમાં આપેછ-તે ઉખેડી થોડી વાંચી-અચરત થઈ ખુરશીપરથી ઉઠી] યા ખુદા! આએ એક તાજો સેતમ! હું એક ખુબસુરત નાર અવતરી તે પાપ થયું કે શું? મેલાશાહની આએ ચોઠી! ચારમાં ચોહોરો ને પાંચમાં પોહોરો! શેઠીઆઓની સંકુમાં ફરનાર, સુધારા-વાળાઓમાં નામ ખપાવનાર તથા ધરમોમાં નામ લખાવનાર તેનાં આ કેવાં કરતુક!

**પેસી**—મને આજે કંઈ હમજ પડતી નહી! એ થાય હું? એ આએ ચીઠા ચોઠી વાંચે ને બાવરી ભુન થાય!

**શીરીન**—અરે મેલી, તુંને શી અભાગત લાગીછ? નાખતરાં જેવી તારી પરણી મોહોરદાર તેને વા પર વા ખાતી નાખી એમ લોકોના ઘરની લાજ લુંટવાનાં અવતીયાં મારતો ફરેછ! ભટ પડજો તારા ભપકાપર ને હેફ હોજો તારા દરજાપર! શીરીન, તું ખરી કમબખત છે! વગર લેવે દેવે આ નીચ લોકની નીંદક ચાલનો તું એકુ દહાડો ભોગ થઈ પડશે ખરી! (લગાર ઉસકેરાઈ ગઈ હોય તેમ હંઈથી તણી ફેરા મારેછ.)

**પેસી**—બચ્ચા પેહી, આજે તારી શાંડનો ચુરો ભાગે ખરો! એ આએ ચોઠી મેં લાવી આપેલી તેથી મારીપર ખીજાએલી કે હું?

**શીરીન**—ઠીક છે, મુવા નીચ નીરલજ્જે, જોંઉં તો ખરી કે હવે શું થાયછ. હુંબી ખરી કે આ બંધે લુચા પાજીઓને તેમની શોખાઇનો સવાદ ચખાડું! મારા ભલા સોલને આ બધી વાતથી વાકેફ કરૂં અને તેની સાથ મસલહત કરી આ નાપાકોને ઘટતે ફેજે પોંહોંચાડું. સોલ આજે કલબમાં જમીને નાટક જોવા જનાર છે—પણ તેને આજે સકારેથી ધેરજ તેડાંઉ કે તે આવે તો બધું ચોકઠું બરાબર ગોઠવાય. [ચીઠી લખવા બેસેછ.)

[લાલીયો આવેછ.

**લાલીયો**—છાબ, પાછેવાલાં આવેલાં.

[તે જાએછ.

**શીરીન**—(લખતી લખતી નોચી મુડીએ) કોણ કોણ છે? એક છે કે બે?

**શોહેરી૦**—(બીજી ઓરડુથી હાથમાં બે મુરઘી લઇ અંદર આવી) અરે બે છે બે. એક કોપેચ કે બે?

**શીરીન**—એ શું બકેચ? કોણને કપાવેચ?

શેહેરી૦—બાઈ તો આજે કંઈજ સોમજેચ નહી! હું પુછેચ કે આજે બે મુરઘી કપોવેચ કે એક કપોવેચ?

શીરીન—ગધેડા, મેં મુરઘીની વાત કાંહાં પુછી? પેલો પોરીઓ કહી ગીયો કે પાસેવાલાં આયાંચ, તે મેં તો પુછયું કે કોણ કોણ છે–એક જણ છે કે બે. જા, જા, હમણા તો અહીંથી જા. (પેસીને) લે આએ ચીઠી શેઠપર મોકલાવ. (તેઓ જાયછ ને બીજી તરફથી પીલાં તથા નાજુ છોકરાંઓ સાથ દાખલ થાયછ તેમને) આવો નાજુ, આવો પીલાં, સારી પપે તો ખરાં; બેસોજી. કાંય બુચીમાએ તમે કેમ છો? બુચા આએ તારા માથા પરની ટોપી કોણે ભરી? આજે કંઈ ભપકો તો ઠીક કીધોછ? પીલાંમાય ઘરમાં સહુ સારી પઠે તો ખરાં કે? નાજુ તમારાં નણંદ ઘરમાં છે કે સાસરે સધાવ્યાંછ? [ પેસી દાખલ.

નાજુ—નહીજી તેવણ સાસરે શીધારયાંછ; પણ તમે કંઈ આજ જરા દલગીર જેવાં દેખાવોછ? હમે તો હાંફી ઊફીને આયાંતાં કે તમુને સાથે લઇને પાલવે ફરવા જઇએ.

પેસી—(એક તરફ) હુંબી હાંફતો હાંફતો આવેલો કે હાથે ફરવા જાંઊ!

શીરીન—તમારી મેહેરબાની થઈ; આયાં તો ઘેર તમારૂંજ છે. હું કંઈ દલગીર તો નથી, પણ જીવ જરા

કચવાયલો છે, તેથી કંઈ ઠીક લાગતું નથી, ને આજે કંઈ બહાર નીકળવાબી ગમતું નથી.

પેસી—(એક તરફ) દલગીર તો નથી, પણ જીવ જરા કચવાયલો છે! મુવાં નહી ને ભુત થયાં; વાતમાં કંઈ ઝાઝો જીવ નહી!

નાજુ—(પીલાંને જરા હલુસે) બીચારીના આજે કેથા બાર વાગેલા લાગેછ હો! કેહેવત છે કે ધાઓ ધાઓ ને કરમમાં હોય તે ખાવો. તેમ એ બીચારીના કરમમાં કેથો એવોજ વર સરજેલો તે બીચારીને બાળી જાળીને ખાખ કરેછ.

પીલાં—ચાલ નાજુ, આજે હવે જારે પાલવે જવાતું નથી ત્યારે તો બે ઘડી કંઈ ગીત બીત ગાઈ આપણો વખત કહાડીએ ને શીરીનનુંબી જરા મન વેરાવીએ. કેમ શીરીનબાઈ, કંઈ ગીત ગાઈશું!

પેસી—(એક તરફ) હા, હા, બેલાશક ગાવો; જરા મારૂંબી મન વેહેરાય, ત્યારનો બીધેલો ઘણો તે મારોબી જીવ જરા ઠરે!

શીરીન—જેમ તમ બેહેનોની મરજી. પણ જુઓ મારે વાસ્તે તમે પાલવે જવાનું કાંએ માડી વાળોછ? તમે

બેલાશક જઈને જરા ફરી આવો. બીચારાં છોકરાંઓબી હોંસ ભરેલાં આંવેલાં છે, તે જરા ફેરવી લાવોની.

પેસી—(એક તરફ) અરે પોરીયાંઓને ફેરવવા તો હું લઈ જતે, પણ હુકાં ટાટ છેની?

પીલાં—હવે તેમાં જીવ શું? આજે નહી તો કાલે પાલવે જઈશું. પાલવે જવાના હમુને કાંહાં ઓરતા છે?

નાજુ—અરે ફરવા હરવાનું તો રોજનું છે; ચાલો, ચાલો, કંઈ સારૂં જેવું ગીત ગાઈએ.

પેસી—(એક તરફ) અરે હારૂં જેવું ગીત ગાય તેના કરતાં તો હારૂં જેવું રરે કુટે તે હારૂં! કોઈ કોઈ ઘેરમાં મેં બૈરાંઓને શગરા કહારીને કુટતાં હાંભળેલાં, તે કેવાં મઝાના લાગે જો!

[નાજુ-પીલાં ગાયછ.

કાફી—ગજલ.

(ઇસ આતશે ઉલફતને એ ક્યા આગ લગા દી—એ રાહ.)

ખુદા કરે ન કોઇને બુરો પતી મળે,
કબૂ નહી ફસાય કોઈ આ દુઓ તળે.—૧.

સહૂ સુખો ન કામનાં વિના રૂડા ધણી,
પડે હજાર આફતો છતેજ તે બળે.—૨.

ફના સહૂ સુખો થશે સ્ત્રિનીજ હાયથી,
દુવા કરે ખુશી થઈ બલા બધી ટળે.—૩.

કુંવારિ જીવતાં સુધી ભલે પડી રહે,
સગાં સનેહિ તેથકી ન તેટલાં બળે.—૪.

અનાથ બાપડી જઈ કહાં દુખો રડે,
અરે! ખુદા રિવાય કોણ દાદ સાંભળે.—૫.

**શીરીન**—ઘણું મઝાનું ગીત ગાયું હો!

**પેસી**—(એક તરફ) લે! મઝાનું ગીત ગાયું!! અરે હું જો કંઈ ગીત ગાંઉં તો હઉના રૂવેરૂવાં ઉભાં થાય તો થાય! પણ હાથે ધધરીને—

**પીલાં**—છોકરાંઓ, હવે તમે એક સારી જેવી ગરબી ગાવો જોઈએ.

**છોકરાં**—હાજી, ગાઈએજી.

[તેઓ ગાયછે.

**પરજ—ગરબી.**

(ચાલો સજની ચંદની રજની—એ રાહ.)

આવો સઘળાં ભજન ઉચરિયે,
વિનતિ પ્રભૂને કરિયેજી;
જગતપતી જશ ગાઈ રિઝવિયે,
દુખ પીડા પરહરિયે—સુખમાં રહિયેજી—૧.

સ્વપન સરીખી જગની બાજી,
ઇશ્વરને ન વિસરિયેજી;
જગતનાથનો હાથ ધરી,
આ ભવજલ પાર ઉતરિયે—સુખમાં રહિયેજી.—૨.
સદ્‌ગુણનો સણગાર રાજીને,
દુરગુણ તે દુર તજીયેજી;
ભક્તિ ભજન પર ભાવ ધરી,
ભગવંત ભલાને ભજિયે—સુખમાં રહિયેજી.—૩.
છળ પ્રપંચ ને અસત્ય છોડી,
સતનો મારગ ધરિયેજી;
કદી સાચને આંચ નથી,
જયવંતજ અંતે ઠરિયે—સુખમાં રહિયેજી.—૪.
દયા દાન સન્માન સાનથી,
ધ્યાન ધણીનું ધરિયેજી;
ચાશે જ્યારે માપ પાપનું,
અંત સમે નહિ ડરિયે—સુખમાં રહિયેજી.—૫.
[તાબરા પાડી શાબાશી આપેછ.

પીલાં—ચાલો હવે છોકરાંઓ, તમે હલુ હલુ ઘેર જતાં થાવો-હમેબી આવીએછ. આજે જાણે આપરે અહીંજ પાલવાનું વાજું વગાડીશબી ને સાંભળીશબી.

પેસી—(એક તરફ) ને તમેબી હવે અહીંથી મીઠા ગારા મુકીને પતો!

[છોકરાંઓ મલ ભેટ કરી જાયછ.

નાજુ—(પીલાંને હરૂસે) જોયું કેની, આજે શીરીન કંઈ ફ્ફ્રેલીજ છે જો! આટલું બધું ગાયું, પણ એને મનથી જરાબી મઝા પડી નથી. બીચારી ઘેરબારની બળેલી તે એને ખુશી ને મઝા લાગે તે શાની? ખોદા બધું દુખ દેખાડજે, પણ માટીનું તો સુખ આપજે!

પીલાં—મરેરે પગતળે બળેચ ને લંકા હોળવવા કાંહાં જાએછ? તારા માટી થતાના તે કાંહાં ઢંગ પાધરા બરેલા છે!

શીરીન—(એક તરફ) પાધરા ઢંગઢરાના માટીનાં બઇરી મદીયન અમથાં છલકાઈ જાએછ તે તો જુઓ!

નાજુ—પીલાંમાએ, એ તમે શું બોલોછ? મારા માટીને શું છે? જી ભરૂં મારા માટીની સાનનો માટી તો લાવો. હું ધારૂંછ કે તમારા ધણી કરતાં તો મારો ધણી હજારગણો સારો હોશે. જો, કેહુંછ તે સાંભળો :—

પેસી—(એક તરફ) ગીત ગવાઇ રેહેયા પછી હવે આ તાણ ચઢવા માડેછ હોં!

## સિંધુરા ભરવો—ગરબી.

(જોયું જોયું રે કોલાપુર શેહેર વદોદરૂં બહુ સારૂં—રાહ.)

નાજુ--રૂડા ભરથાર સમાન, સુખ ન બિજૂં મળશે.
સુણ સજની ચતુર સુજાણ, જનમ સફળ ફળશે;
પતિ મજનો છે સુખદુખ સાથી, ખરોજ ખાવિંદ નેક રે;
જોય ન પર સ્ત્રી આડી નજરથી, ચાહે મુજને એક—
સુખ ન બિજૂં મળશે. ૧.

પીલાં—જેમ ચંદ્રને વધતો જોઈ, દરિયો ઉછળે હરખેરે;
નાથજી મુજ રાજી તેમ થાએ, મુજ મુખ ખુશીમાં નિરખે—
સુખ ન બિજૂં મળશે. ૨.

શીરીન—મૃગજળ જોઇ મુસાફર તરસ્યો, દોડે પીવા પાણીરે;
મિથ્યા માયા પાછલ મૂરખ, મરે તરેલાં તાણી—
સુખ ન બિજૂં મળશે. ૩.

નાજુ—જેમ ચંદ્રને ચકોર ચાહે, મેઘ બપૈયો માગેરે;
મુજપર પ્રાણપતી મુજ તેમજ, રહે સદા અનુરાગે—
સુખ ન બિજૂં મળશે. ૪.

**પીલાં**—અમે દંપતી એમ શોભિયે, જેવી સારસ જોડીરે;
પ્રાણ જતે પણ પ્રીત અમારી, શકે ન કોઈ તોડી—
સુખ ન બિજાૂં મળશે. ૫.

**શીરીન**—કથીરને કંચન સમજી શૂં, ફોકટ કરો વખાણરે;
પાછળથી પસતાવો થાશે, ભુલનું થાતાં ભાન—
સુખ ન બિજાૂં મળશે. ૬.

**શીરીન**—જુઓની બેહેનો, માટી બઇએર વચેનાં સુખદુખની બાબદ એટલી તો અંદેશાભરી છે કે તેને વાસ્તે જેટલું થોડું બોલીએ તેટલું સારૂં. કોઈ જોડું પૈસા ટકાનાં સુખનેજ પોતાના જનમારાનું સુખ ગણેછ તો વળી કોઈ બીચારાં પોતાની ગરીબ હાલતનાં પણ સંસાર વેહેવારનાં સુખને સદાકાલનું સુખ ગણેછ. વાસ્તે એ તો જેમ જેને ગમે તેમ તે માની લીએ.

**પેસી**—(એક તરફ) જેઓએ હંહારની તાક ગળે ઓળવેલીજ નથી તેમના જીવને તો નચીંતાઈ ખરી, બા!

**પીલાં**—બીજી ગામની બૈરીઓ પોતાનાં સુખ દુખ ગમે તેમ માની લીએ ને પોતાના વરો વીશે ગમે તે બોલે, પણ મારા સપન્નીની જુતીને કોઈ નહી પુગે!

પેસી—(એક તરફ) જુતીને તો નહીજ પુગે તો! હપાતને પુગે, હપાતને!

પીલાં—મારો સપલી! હું ધારૂંછ કે દુન્યા વરણ એવો વર કોઈ પામશે નહી. બધી વાતે દયાનતદારીનો ભરેલો.

પેસી—(એક તરફ) દયાનતદારી તે કેવી! પારકો ડલ્લો હાઉ કરનાર! ગરીબોના ગળાં ફાંહનાર ને લોકો પાહથી અહીં રૂપાના લઈ ખોદાયજીને બાર હુનાના આપે એવો રે બા!

પીલાં—ધરમી એવો કે પાંચે વખતની ગેહે ગેહની બંદગીનો કરનાર–હમકારે હમકારે સુખડ લઈ આતશબેહેરામે જનાર–તે તે વર, ને તેવા વરની બૈરીનો તે આએ છાતો! (છાતી ઠોકી રોબ દેખાડેછ.)

પેસી—(એક તરફ) તો! તો! તેમાં હું પુછવાનું! ગેહે ગેહની બંદગી કરતો તો રહેયો પણ વખતે નાક હુકાતું હોહે તે ગેહે ગેહે ગેહે હારતો હોય તો કોણ જાણે!

પીલાં—અરે એવા વરનું પ્યાર ભર્યું સુખ ભોગવવાનું કંઈ સઉ સઉની સરજતમાં હોતું નથી. જે જાતે આટલો પરેજગાર તે પોતાની પરનેતરને પ્યારથી ચાહ્યા વગર રેહેજ કેમ?

**પેસી**—(એક તરફ) બૈરી કહીએ તો આ! એવી બૈરી મને બહુ ગમે! મારા બાપે એની હાથે મારાં લગન કરાવી આપીયાં હોતે તો કેવું હારૂં થતે!

**નાજુ**—મારા મેહેલાશાહ તે મેહેલાશાહજ છે! એ મારો એવો રાંક ને નજરનો નેક છે કે રસ્તે ચાલતાં નીચેથી ઊચે ન જોય તેવો છે. વર પામ્યે તો એવાજ પામ્યે. સમજી, મારી પીલાં!

**પેસી**—(એક તરફ) લે, હવે વળી એનું ઉભાઈ આયું! એ એમ ચરાચરો કરીને કંઈ એ લોકો એક એકના વરો બદલી બદલી લેવા નીકલેલીયો કે કેમ? રખે કોઈ મને બને ગળે પડે, ને મારી બૈરી થઈ જવા માગે! કેમ કરા!

**શીરીન**—(એક તરફ) કેવી બીચારી ભોળીઓ! અગરજો હું જાણુંછ તે બધી વાતો એ લોકને કહી દેઊં તો શું નું શું થઈ જાએ વારૂ? (તેઓ તરફ ફરીને) જુઓની બેહેનો, તમારા વરોપર એમ છેક છલકાઈ મલકાઈ ના જાઓ. જીભરૂ મારા સોલ જે પ્યારથી મને ચાહેછ ને જે વફાદારીથી મારી સાથે વરતેછ તે ઉપરથી તેની ઉપર મને પુરતો ભરૂસો તો આવેછ. પણ (જરા નોસાસો

નાખીને) બેહેનો, દુનીયાના જે તરેહવાર રંગ હું જોઊંચ તેપરથી, મને પોતાને કંઈ કંઈ એવા અંદેશા થાયછ કે દુનીઆના બીજા સફેદ ઠગો જેવો એ મારો સોલીબી, પોતાના બાહારના બધા સોજા સાજા ઠાઠ છતાં, એક અઠંગ ઉઠાવગોર નહી કાંએ હોય! આપણે તો બા એટલા બધા રંગ જોયાછ કે કોઇને વીશેબી છાતી ઠોકીને તો કશું કંઈ કહેવાએજ નહી.

પેસી—(એક તરફ) એને વરની તરફનું કંઈ ઓછું પરેલું લાગેછ ખરૂં!

નાજુ—ખરી વાત બોલ્યાં, શીરીનબાઈ. તમે ખરી વાત બોલ્યાં. તમે પોતે તમારા ધણીની બેવફાઈ, કંઈ થોડી ઘણીબી જાણતાં હોશોજ તે પરથી એમ તમુને અંદેશા થાય! થાય માય થાય! એમાં નવાઈ નહી, પણ બંદી તો છાતી ઠોકીને કહી શકેછ કે મારા મેલાશાહ મારી તરફ એટલા તો વફાદાર રહેલા છે કે કોઈ પર નારી તરફ તેવણ ઝાંખીને જોયબી નહી!

શીરીન—(એક તરફ) તો, તો, તેમાં શું પુછવાનું!

પેસી—(એક તરફ) તે તો કેથો આંખ વીંચીને ફરતો ઓહે. કોઈ બૈરોને જોતાં કેથાં બીચારાને આંખે અંધારાં આવતાં ઓહે!

પીલાં—તેમજ હુંબી હીંમતથી કહી શકુંછ કે મારા સપલશા મારી સાથે જેવી વફાદારીથી વરેતેછ તેનો બીજો જોડો કેયેથી મળવો મુશકેલ છે.

પેસી—(એક તરફ) જોડો નહી તો ચંપલ તો મળશે!

શીરીન—(એક તરફ) બીચારીઓ અમથીજ અફરાઈ મરેછ જો! (તેઓ તરફ ફરી, અણકાથી) ખરેખર! એટલું બધું!

નાજુ—શીરીનબાઈ તમે અણકા ના કરો અણકા! એ વાતો તમુને અજબ જેવી લાગે એમાં નવાઇ નહી; (પીલાંને) ઢોલીયા ને ઈતરના હાલ્લાં જેવા એક ઉજબગ સાથે પરણી આવેલી તે શેયાન સોગતના ને મલુખ વાળા ખાવીંદોની! વાત તે શું જાણે? એ બીચારી જે કંઈ કહેછ તે આપવંતી કહેછ.

પીલાં—અરે મારા વરની વાત શું કેહું, તેવણ બધી વાતે મારૂં મન રાખતા આયાછ ને કશુંબી કંઈ કામ કરવાના હોયછ તો પેહેલાં મને પુછેછ ને ત્યાર પછી તે કામ કરેછ, એટલો મારાપર જીવ પ્રાણ!

શીરીન—(અજબ થઈને) સાચ્ચે માચ! (અણકાથી) મેં તો કંઈ એમબી સાંભળ્યુંતું કે તેવણ અખઈ

સ્હેયા છીંકેછ ત્યારે ને હાંસેછ ત્યારેબી પેહેલાં તમને પુછેછ ને પછી છીંકવું હોય તો જીભરાયા છીંકેછ ને હાંસવું હોય તો મદદ હાંસેછ !

પેસી—(એક તરફ) ને કોઈ વાર કુંદીપાખ જમાડવાના થાયછ ત્યારેબી પુછી પરછીને કુંદી જમાડે !

નાજુ—(ખડ ખડ હશીને) તે તેમાં શું પુછવાનું ! અરે મારા વરને મનથી તો જાણે આખી દુનીયા તે હુંજ.

પેસી—(એક તરફ)બરાબર ! એના વરને મનથી ગાયમાં, ગોધામાં, ભેંહમાં, કુત્રામાં, બીલાડામાં, અને ટોળુંજી ત્રણ હેર એ હંધાંમાં એજ !

નાજુ—મારા વગર બીજી કોઈપરબી મારા વરનું ધ્યાન જાયજ નહી !

પેસી—(એક તરફ) ધ્યાન તો વખતે નહીબી જાય, પણ નજર તો દોડે ખરી ! નાપાક હેતાનપર લ્યાનત પડજો !

શીરીન—(એક તરફ) લે દેહેશે કહ્યું નહી. (નાજુ તરફ ફરીને) અં અં અં અં !

નાજુ—તમે અં અં ને આં આં ના કરો ! એ મારો એવો રાંક છે કે કેથે ગીયાં આયાં હોઇએ ને બે બૈરાં વાતે બેઠાં હોય તો, જીભરૂં તેવણ કેટલા દુર જઈને બેસે, એવા શરમાલ ને એકમારગી છે.

પેસી—(એક તરફ) દુર જઇને બેહે ખરા પણ ટીકે ત્યારે તો પેલાં——અંહ !!

શીરીન—તમારા ધણીઓ પર નારીઓ તરફ ઝાંખીને જોતા નથી ને તમુને એટલા બધા ચાહેછ ને દરેક વાતમાં તમારી મરજીનાંજ કામો કરેછ, તેથીજ તમુને એઓ ઘણા ગમતાબી હોશે–નહી વારૂ ?

નાજુ—ગમવાની વાત પુછોછ ? અરે એવા ધણીઓના તો પગ ધોઇને પાણી પીજીએ તો થોડાં !

પેસી—(એક તરફ) અલબત ! અલબત ! ખાહડાં ધોઇને કાદબ પીએ તબી થોડો !

પીલાં—અરે હું તો મારા ધણીને એક પુજવા લાયક મુરતો લેખે માની (લાકીટને ચુમી લેછ) એ મારા હૈયાંના હારની બેસતી ને ઉઠતી પુજા કરૂંછ, પુજા !

પેસી—(એક તરફ) ને વખત આવતો ઓહે તારે તેવણ એવણનીબી હારીપેઠે પુજા કરતા ઓહે !

નાજુ—આએ તમારેબી વર થતો છેની ! દરદોસ-દારો જોઈએ તો ખોરીયા ખાપરીયા ; ને સાથે વલી લેપટો–આયાં ગીયાંની સાથે કંઈ એટલી તો લહેકલેકાટ લઈ

બેસે, ને તેમાં કોઈ મકાઈ બઉ જેવી આવી હોય તો તેની ઉપર ભમરાની પખી ભમી રેહી કંઈ અછો અછો કરે કે ઓંજીગી દેખીબી શકાય નહી!

પેસી—(એક તરફ) મારા હમ!

**નાજુ**—ને અજબ છે આએ બેરોની છાતીને કે કંઈ ચવરે કે વવરે નહી! ખરેખર શીરીનનું મને તો બા ઘણું લાગેછ!

પેસી—(એક તરફ) હીરીનની મમાઈની માહી થાય કેની, તેથી ઘણું લાગે તો ખરૂં!

**શીરીન**—(જરા અણકામાં ને જરા તોરમાં) તમે મને ઘણી ઓલીયન ગપાટો લાગોછ હો! મારે મનથી હું તો ખરેખર ઘણી સુખી છું. મારા સોલીમાં જેબી કંઈ ખુબી ખામીઓ સમાયલી છે, તે બધાં સાથે તે જેવો છે તેવાનેજ હું મારાં ખરાં જીગરથી ચાહુંછ.

પેસી—(એક તરફ) હાબાહ! હાબાહ!

**શીરીન**—મારા ધણીના દોસ્ત આશનાવો ગમે તેવા છે પણ તેમનાથી હું કશો રીતે કચવાતી નથી, ને જેબી કોઈ ભલાં દોસ્ત આશનાવો અમોને મલવા ભેટવા આવે તેમના દરેક સાથે મારો ધણી સલુખાઈથી વરતે તો તે વાત

મને વધારે ગમતી છે; અરે તમ જેવી સહીઓ ઉપરબી ભમરાની પખી ભમી અછો અછો કરે તો હું ખરેજ ખુશી થાંઉ!

નાજુ—હમારી ઉપર ભમરાની પખી ભમે!

પીલાં—ને હમોને અછો અછો કરે! કાંય વારૂં? એટલું બધું શું છે?

પેસી—(એક તરફ) એ હલગીઉ!

શીરીન—તો તેમાં અણઘટતું શું છે? તમ બેહુનો જેવો શાનસોગતની છેઓ તેવીજ સોહામણીઓબી છેવો. તમે કંઈ મકાઈબિઉ જેવીઓ નથી. ને તેમાં વળી માટોડાઓને તો તમારા જેવી હુલફૂળી બાઈઓ સાથે જરા હસવા બોલવા ગમે તો ખરૂંજ!

પેસી—(એક તરફ) આએ તો કેથી હીના હેરવવાની વાત છે!

પીલાં—વાહવારે શીરીન, વાહ! કંઈ બોલતાંજ આવડતું નથી જો! ચલ્લીજ ફૂફડાવવી પડતી દેખું!

પેસી—(એક તરફ) હવે જરા કોઈ કોઠાં ભાપો!

નાજુ—નહી, નહી, એ તો એવણ પોતાનો લાયકી દેખાડેછ!

**શીરીન**—બેહેનો, તમે ગમે તે બોલો, હું તો જે છે તે ખરેખરૂં કેહુંછ. તમારા જેવી હલકુળી બૈરીઓની હરીફાઇ જોકે મને તો ઘણી ભારી પડે, તોપણ તેટલા પરથી, તમે મારા ધણી સાથ હસો બોલો તે જોઈ હું કંઇ તતરવીખી નથી પડવાની.

**પેસી**—(એક તરફ) ધુમાવ્યો, હતર મણનો ધુમાવ્યો! હવે કંઇ મઝા પડે તે ખરી!

**પીલાં**—શાબાસરે શીરીનબાઈ, હમે એમ તમારી સાથે હરીફાઈમાં ઉતરીએછ એમ તમે સાગીસુગીને શા પરથી બોલોછ? હમે તમારૂં આટલું હેત ખાઈએ ને તમે તો કેથાં ઠંડે કલેજે હમારાં ચેત તોડોછ!

**નાજુ**—અરે એમ વંહુંચો શું લેછ, પીલાં! એ તો અમથી બોલતી હોશે; એ પકી ને બધી વાતે પુરી છે; એ સારીપઠે જાણેછ કે આપણે હાથે એના ધાનમાં ધુળ પડવાની નથી તેથી એનો જીવ નચીંત છે! નહી તો કે એ કે! ખાભર ખોધામાં પડે!

**શીરીન**—તમારો બધી ચાપલુસી ને ખુબસુરતી છતાં, હું તમને પુરતી છુટ મુકુંછ કે જાઓ, મારાં ધાનમાં ધુળ ભરવાને તમારીથી થાએ તે કરો! છે તાકાત? ચાલેછ છાતી? કેમ, છાતી બેસી કેમ ગઈ?

પેસી—(એક તરફ) અરે છાતી બેઠો હોય તો રાઈનું પલાહતર!

શીરીન—(હસીને) નહી, નહી, મારી ભોળી ભટાકો, મને ઓર તમારી દયા આવેછ કે તમે બીચારીઓ પોતે માથાથી તે પગ સુધી દુખમાં ગોરફ્તાર છતાં લોકોની આટલી બધી તાત વાત લઈ બેસોછ તે જો તમારાંજ ઘેર પાધરાં હોતે તો તમે તો લોકોને રસ્તામાં ચાલવાબી નહી દેતે! બેહેનો, પગ તળે બળેછ તે પેહેલાં હોલવો ને પછી લંકા હોલવવા જાઓ!

પેસી—(એક તરફ) એ લાગો ચટકો! હવે જોઈ લેવો!

નાજુ—હમારા પગ તળે શું બળેછ?

પીલાં—લોકોની તાત વાત હમે શું કીધી? ને હમારાં ઘેર પાધરાં નથી તો શું છે?

નાજુ—શીરીનબાઈ, શું બોલોછ તે કંઈ સમજોછ કે?

પેસી—(એક તરફ) હમજેચ! હમજેચ! બધું હમજેચ! કાચી નથી! તમારાથી ગાંજી જાએ એવી નથી તો!

પીલાં—શું? વીચાર શું કરોછ? બોલી દેવોની? એમ હવે અધેસન વમાસનમાં શું પડયાંછ?

**પેસી**—(એક તરફ) બાથમબાથા ને ભીડમભીડા પર વાત આવી ખરો!

**શીરીન**—નહી, બેહેનો, મને કશી કંઈ તેવી જાણવા જોગ વમાસન થતી નથી. (જરા અણુકાથી) હું મારાં ખરાં જીગરથી એટલુંજ ચાહુંછ કે તમારા ધણીઓને તે ખાવીંદ એવી તોફીક બક્ષે કે તેઓ તમારી સાથ હંમેશાં ખરેખરી વફાદારીથીજ વરતે!

**નાજુ**—(જરા નરમાસથી) શીરીનબાઈ, તમે એમ પીછોડીમાં ઘાલીને પથર ના ફેંકો, હમારા વર વીશે તમે કંઈ જાણતાં હોવો તો ખરી ખંખારીને બોલી દેવો.

**પેસી**—(એક તરફ) રખે કંઇ કાચું કાપે!

**શીરીન**—(એક તરફ) હવે બાજી કંઈ રંગપર આવેછ ખરી!

**પીલાં**—(જરા નરમ પડીને) હા, બેહેન, એમ અમથાં ગુંગરાવ્યા શું કરોછ! જે હોય તે તર ને ફૂર કરો, કે કંઈ માલમ તો પડે!

**શીરીન**—(એક તરફ) અરે ગુંગરાવાની વાત હજી કાંહાં! જરા જુઓ તો ખરીઓ—ને તર ને ફૂર જ્યારે થશે ત્યારે આએ મોહોડાં રહેવાના નથી. (તેમની તરફ ફરીને)

નહીરે નહી, તમારા વરો વીશે હું કંઈ જાણતી નથી મારા વરને વાસ્તે તમે જેટલું જાણતાં હોશો તેના કરતાં કશું વધારે હું તમારા વરો વીશે જાણતી નથી. પણ ચાલો, હવે એ કુથલા કાથલી પડતા નાખો; એમાં કોઈનું કંઈ વળ્યું નહી; કંઈ બીજી વાત કરીએ.

**પેસી**—(એક તરફ) એ તો હેતાન ડાભો કીધો! કામ બગરીંગી! મારી બધી મઝા જતી રહી!

**શીરીન**—હવે અહીંથી કાંહાં શીધારશો ? ઘેરજ કે ? જમવાનાંબી ઘરમાંજ કે ?

**પેસી**—(એક તરફ) ઘરમાં નહી તો કાંહાં! હોલા તોપલીયાને ઘેર કે ?

**નાજુ**—(પીલાંને હરૂસે,—હવે અખાડાજ કરો.) નહી બા, આપણે તો ઘરમાંજ મારા મેલી સાથે આજે જમવાનાં છઈએ.

**પીલાં**—ને આપરેબી સપલી સાથે આજના શનીવારે તો ઘરમાંજ મોજ કરવાનાં છઈએ.

**પેસી**—(એક તરફ) હુકા બુમલા ને તીખા વાલની મોજ!

**શીરીન**—હુંબી મારા સોલની વાટ જોંઉછ-તે મારૂં હસતું રમકડું ઘરમાં આયું કે મઝાજ મઝા!

**નાજુ**—(ઉઠીને ચાલવા માંડતાં)ચાલો ત્યારે હવે જઇએ!

**પીલાં**—સહુનાં ઘેર દાદાર સાહેબ હસ્તાં રમતાં રાખે.

**પેસી**—(એક તરફ) તે તમારાં જેવાં ભાંજે નહી તેટલાં ખોખરાં કરે તેવાંઓ મોઠા ગારા મુકે તારે તો હઉના ઘેર અહતાં રમતાં રહે!

**પીલાં**—ફરવા જવાની વાત ફરવાને ઠેકાણે રહી ને અમથાં ટાહેલાં કરી પરવાર્યાં. પણ શીરીનબાઈ, વળી સોમવારે કંઈ એવા નવરા નકામા બુટા ઉભા કરી ટાહેલાંમાં વખત ના કહડાવતાં. કપરાં બપરાં પહેરાને તૈયાર રહેજો કે આવ્યે તેવાં ઉતરશે પડો. પરમ દહાડે જરૂર બેંડપર જવું હોં કે! કેવું મઝાનું ચાંદરનું પડેછ ને બેંડબી ગવંડરનું વાગશે, જરા મઝા પડશે!

**શીરીન**—ઠીક છે, બેહેન, ત્યારની વાત ત્યારે. પણ જુઓ, વખતે તમારા ધણીઓ આજે ઘેર નહી આવી લાગે તો?

**નાજુ**—(જરા તોરમાંજ) શું ઘેર નહી આવે! ત્યારે કાંહાં જવાના હતા?

**પેસી**—(એક તરફ) વરી કાંહાં! મહાણ કાંઠે!

**પીલાં**—અરે એ તે કંઈ બનવા જેવી વાત છે વારૂ?

પેસી—(એક તરફ) દમપર હુમારથીજ બધું કામ છે હોં!

શીરીન—એવો વાત વખતે બનેબી ને વખતે નહીબી બને! એનો કંઈ મેળ છે? પણ વખત છે–માટીડા છે–કોઈ દર દોસદાર મળી ગીયા તેથી કેહેતીતી કે જો તેવું કંઈ બને તો આજે આપણે બધાં મારેજ તાંહાં સાથે જમીશું. ખાધા મલતું ખાધું, કંઈ તમારે વાસ્તે હવે નવું રંધાવવું તો પડવાનું નથી. બે ઘડી હસી બોલીને વખત કાઢશું.

પેસી—(એક તરફ) હા! ગેરવવાનું કંઈ અધુરૂં રહયું હોય તો પુરૂં ગેરવાએ! આવજો! હુબે આવજો!

પીલાં— તમારી ઘણી મેહેરબાની થઈ.

નાજુ—તમે અમોને જમવા કહયું તે જાણે જમ્યા બરાબરજ હુમે સમજીએછ. વારૂં એમ મેહેરબાની રાખતાં રેહેજો. જઇને પાછું અવાએ એમ બનવાનું તો નથીજ, વાસ્તે તમે કંઈ કશો તસ્દી રાત પરી ના લેતાં હોં!

પેસી—(એક તરફ) તું ના નહી કેહેતે તો હમણાનો હમણા મરઘી બતક ને બોકડો કપાવો લાખતે! હારૂં થયું કે એમ ના કહયું!

શીરીન—હુંબી એમજ ધારૂંછ, પણ મને તમારે વાસ્તે કશી કંઈ તસદી પડવાની છે એવો ખોટો ખ્યાલ રાખીને ઓસકાતાં ના હોં! ઘેર તમારૂંજ છે!

નાજુ—સાહેબજી, શીરીન.

શીરીન—સાહેબજી; સાહેબજી; પણ કહયુંછ તે ભુલતાં ના; પાછું ફરવું પડે તો કશો રીતે જુદાઇ સમજી ઓસકાતાં ના હોં! તમારા લોકોના આવવાથી મને ને મારા સોલને તો ખચીત ઘણીજ ખુશાલી ઉપજશે.

(સહીઓ દરવાજા તરફ જવા કરેછ, શીરીન કંઈ મુકેલી ચીજ વગે સગે કરવા બીજી તરફ જાયેછ.)

પેસી—(એકતરફ)ને હાથે મનેબી ઘણીજ ખુહી ઉપજહે!

પીલાં—(એક તરફ—ખડખડ હસીને) હા! હા! હા! કેહેતી છે કે આપ વંતી, તેમ એ બીચારી પોતે તો જાણતીજ હશે કે એમના સોલી શેઠ આજે ઘરમાં આવનાર નથી, તોબી આપણી આગળ જરા રોપ કરેછ કે— [તેઓ જાયછ.

શીરીન—બીચારીઓ સધાવી તો ખરી. કેવી ગાફેલ ને ભોળી ભટાક જેવીઓ છે! એ લોકો હવે ચટકયા ફટકયા કરે એવો કંઈ ભાંગરો આપરેબી ઠીક વાટયોચ તો ખરો; ચાલી ચલાવીને મારે ઘેર બેઠાં આવીને મારાં મોહડાં પરજ મારા વરને વગોવત્રા બેઠીઓ તો પછી આપણે કાંય ચુકયે! હું તતરવીખી પડું એવી ઓરત નથી, પણ એ

લોકો મારા સોલપર તરેહવાર અલાપ લઈ, હું તેની અદે-ખાઈમાં પડું ને તેથી મારૂં ઘેર ભાંજી બેસું એવાં મને ચપટાં આપવા નીકળીઓ! આયતી પરવારતીઓ કરેબી શું? ભાંજે નહી તેટલાં ખોખરાં કરે! ખરેખર ગામમાં ઘણાંઓનાં ઘેર આવીજ રીતે કેથાં ભાગતાં હોશે! એ બીચારીઓ જાણતી નથી કે એમની મુડી મારા હાથમાં કેવી છે! આએ કાગલો (કાગલો દેખાડીને) એમનાજ વરોના હાથનાં છે, ફકત એટલુંજ ભોપાળું ફુટતાં કેવી મઝા પડશે! મારા સોલનેબી આજે સકારેથી ઘેર તેડાવેલો છે, તે ઓએ આવતોજ હોશે. હવે હું ઘરમાંના બધા ચા-કર નફરેનેબી આજે રજા આપી સરકસમાં મોકલું, એ-ટલે આએ બધી મઝા જે થશે તે પોત પોતામાંજ ભો-ગવવાને બનશે ને બહાર કેથે અમથી હો હા બી થશે નહી; એક તો આપણા લોક એવાં કે કાગનો વાઘ બનાવી દેતાં વાર લગાડે નહી, તેથી આવી બાબદો ચોકશ હદમાંજ રાખી લઉંગીઓ ઘટતા ફીટકારને પામી ઠેકાણે આવે તેવાજ એલાજ કરીએ તે બેહતર.



## પ્રવેશ ૩ જો.

### સરીયામ રસ્તો.

### મંચેરદારૂ.

મંચેરદારૂ—(હાથમાં પાણીની કઠલી છે) શાલ બશશા મંશેર, હવે શાલવા માંડ; આજે અવ્વારૂં ઘણું થઈ ગીઉં (મનાજાતની કોઈ લીટીઓ બડબડતો ચાલવા માંડેછ—સામેથી સપલશાને આવતો જોઈ) શાલ, એબી ઠીકજ થયું!

[સપલ દાખલ.

સપલ—(કઠલીમાંથી પાણી લઈ આંખે, પાગડીમાં, ખીસામાં તે લગાડી) કેમ મંચેરદારૂ, આજે કંઈ હજી અહીંયાંજ છેવો ?

મંચેર૦—જરા આંવાં ઈજદ ગીયોતો! બે તન બેહેદીનોની નેશ કરવાની હુતી!

સપલ—અરે મુવા તમે ન્યાશ ને યસ્તના કરતા. તમારા લોકો જેવા દીન દુખાઉઓને તો ઓરેબી ચાલવું નહી જોઇએ.

મંચેર૦—કાંય કાંય, શેઠ ફાશ શાલીયા કે? એબી કંઈ વારી બારી ઝોઈશ કે? રશતાની મોઓ એ શું? હમે

દીન ડુબાઉ ને તમે તે દીનચાશીદાર કે? પેલી હેરનશા બોરશાનીઓની પુઠે પુઠે જે લોક ભમતા ફરે તેને ઓરે શાલવું નહી જોઇએ! હમુને શું શે? હમે બનામીઝદ જેવા અશો આદમીઓ! જો વરી! (એક તરફ) લાંડાઓ તો કંઇજ શમઝતાજ નથી! (તેની તરફ) હમે ભણીએ ગણીએ તે હમારાં દીલ તો હલકાં ફુલ જેવાં રેહે.

સપલ—અરે મુવા તમે ભણતા ને ગણતા! હમણા તો તમે અહીં રસ્તામાં ગીત ગાઈ મરતાતા, ને જુઠું બો-લોછ કે ભણતાતા?

મંચેર૦—તે મોકાણ બધી એજ બરીશ તો! અરે આપણી પાક દીનનું બધું ભણતર ગાયનમાંજ છે, ગાયનમાં! શમઝી મરે ત્યારે કેની? આએ તો બશ અંગરેઝીપરજ મરી રેહેશ ને ઝરા ગોટ ને પોટ કરતાં શીખ્યા કે બશ ધર પર શરઝ રાખી મરે નહી! દીનધરમની વાત કંઈ જાણે નહી, દીનની કેતાબોમાં શું લખેલું તે તો થાકે નહી ને પતરાઝી કરે ત્યારે તો બાર ગામની! અરે કંઈ ભેઝાં ઠે-કાણે રાખો; આપણા ધરમમાં શું શું ઉમદા ચીઝો લ-ખેલીશે તે તપાશો ને પશી શુધ ઉધારો! બશ, મોબેદ ગીત ગાયું તે આને પાપ થયું! પણ વારૂ આઝે તો તમા-

શીબી ફી શેની ! તમેબી આવોશ કેની ? હોય તો શાલોની શાથેજ જઈએ. (એક તરફ) ત્રાંબેનાં જે દોરીયાં બશ્યાં તે ખરાં !

સપલી—હા મેં ફી ખરચાવીછ ખરી, પણ જીવને કંઈ ઠીક નથી તે નથી જવાનો ! પણ મંચેરદારૂ, મારે વાસ્તે કોઈ પુછે પરછે કેની તો હું તમુને હમણા મલીયોતો તે કંઈ કેહેતા બેહેતા ના હોં !

મંચેર૦—પુશશે તો ખરાશ તો ! કોઇબી પુશ્યા વ-ગર રેહેવાનું હુતું ? ત્યારે જવાબ શું દેઊં ?

સપલી—મને ખબર નથી, એમ કહયું એટલે થયું.

મંચેર૦—પણ ભલા આદમી, તમારા જીવને ગમતું નથી તે વાત દરદોશદારોને નહી કેહું ? ગોઝું લાગે ! ને વળી બે દહાડે ખબર પડે ત્યારે કેશે મોબેદ આવો તેવો ઝુંઠું બોલીયો !

સપલી—તમે ધારોછ તેવું કંઈ નથી, હું છેઊં તો સારી પેઠે, પણ જરા સરકમ થયોછ (છીંકવાના ઢોંગ ક-રેછ) તેથી ધારૂંછ કે રાત પરી સરદીમાં બહાર નહી રહે-વાએ તો સારૂં. જો દોસદારોને ખબર પડી કે હુ શીક

છેઊ તો નાપાકો રાત પરી ટે થઇને ઘરમાં ઉતરી પડી કંટ્ટલો આપશે ને ઊંઘ લેશે, તેથીજ જરા અખાડા કરવા કહુંછ.

મંચેર૦—ત્યારે શું હવે શેઠ ઘેરજ શીધારોશ કે ઇજી કેથે જવુંશ ?

સપલી—તેબી હજી કંઇ નકી નથી. એ તો જેમ મનનો લાહાટ ફરીયો તેમ ખરો! એક દોશદારને ઘેર તેને મલવા જવાનુંબી છે તો ખરૂં!

મંચેર૦—(એક તરફ) એ આજે કેથે ઉતરી પડવાનો થયોશ તે એમ વામાટામા કરેશ! વારીથી એખલું ઝલદી નીકલાય નહી તેથી તાહાંનો શેતાન ડાભોઝ કરેશ! (સપલીને) પણ આજે તો પેલો તમારાવાલીનોજ નાઝ શેની! તે વર વગર ઝાન શોભશે કેમ?

સપલી—જો બનશે ને જીવને ઠીક લાગશે તો મોડેથી બેઠકમાં આવી લાગશ, પણ હવે તમુને મોડું થઇ જાએછ; તમે ફતેહ કરો, બાદશાહ!

મંચેર૦—(એક તરફ) મને તો મોડું નથી થતું પણ એનેજ મોડું થઇ ઝતું હોશે! પણ બશ્શા એમ ઘેરે ઘેર શાશરાં કરી પડતાં એકાદ શરપણીનો ડંખ કલેજે એવો

લાગી જશે કે જીવ જતે પણ શુટક થવો મુશ્કેલ પડશે! (સપલીને) હા, હવે હું જાઊચ! શાહેબજી!

[મંચેરદારૂ જાયછ.

**સપલી**—(ઘડીયાલ જોઈને) વખત થવા આયો, બચ્ચા સપલ, કંઈ મુદતની દીલની ઉમેદ આજે બર આવે એવો વખત આયોછ. શુકર તે બહારે હકતાલાના! ટાંકણુંબી એવું મઝાનું સંધાયુંછ કે કશી વાતની અડચણ જણાતી નથી. નાટક છેક બાર એક વાગે પુરો થશે તો સોલને ઘેર આવતાં ખાસ્સા બે વાગશે! બીસયાર વખત તો છે. તક શોધી શોધીને મરતોતો પણ દાવ ફાવતોતો નહી, ને હવે જ્યારે જોગ બની ગીયો ત્યારે ઘડીની વચમાં! આએ મંચેરદારૂબી મલી ગીયો તે ઠીકજ થયું. નાચની યાદ આવી! આપણી બાપુ છે, તો જરા મોડેથી તાંહાંબી ફેરો મારો અવાશે તો સારૂં. બાપુના નાચમાં બંદા નણી હોય તો જરા ચકચાર થઈ પડે ખરી! (જરા કચવાઈ) પણ આજ કંઈ હાથ પગ ઢીલા કેમ લાગેછ? આજે તો દીલ બાગ બાગ રેહેવું જોઈએ તેને બદલે ઉદાશ જેવું કેમ લાગેછ! હોશે! એ તો એમ થાય! ચાલ બચ્ચા, હવે ચાલવા માંડ!

[તે જવા માંડે તેટલાં મેલી દાખલ.

મેલી—ઓહો! કાંહાં ચલાવ્યું? કંઈ ખબર બાદ?

સપલી--(એક તરફ) અધુરાંમાં પુરૂં! એ વળી નડવાનો અધુરો હતો! (મેલોને) જાણવા જોગ કંઈ નહી, (જરા હશીને) ખબર બાટલે ને દોલત દરવાજે! સાદરો ફાણસપરથી કંઈ આજે જલદી ઉઠી આયા?

મેલી—જલદી શાની? ભલા આદમી એએ સાત વાગશે! વારૂં આજે મોઠી કાંહાં?

સપલી—કલબમાંજ તો, બીજે કાંહાં! ને તમે કાંહાં પહરાણા ઉતરવાના?

મેલી—નહી, આજે કેથે કંઈ જવાનું નથી! ઘેરમાંજ છો પડવા ધારીઊંછ. (એક તરફ) એની સાથ ટાહેલું કરતાં કેમ પરવડશે. (તેને) ઠીક છે દોસ્ત, ત્યારે જઈશું. સાહેબજી! (શેક હેન્ડ.)

સપલી—સાહેબજી! સાહેબજી! (એક તરફ) ટાહેલું પટેછ એબી ઠીકજ થાયછ! (તેને) દોસ્ત, કાલે તારીબી ફી ખરચાતસ, આવશો કે? ઘણા દહાડા થયા મઝા કીધી નથી?

મેલી—જેમ મરજી ! આપણી કાંહાં ના છે !

[સપલી જાયછ મેલી જુદાઇમાં ગાયછ.

## કૌસિયા—પદ.

(બિગડી કૌન સુધારે નાથ બિન—એ રાહ.)

કિધા જિગરપર જખ્મો કારી–નાજુક નખરાં વાળી રે;
પલક જલકતી બરછી મારી–ચાલ ચલકતી ચાલી રે.—૧.

સરવ સરીખું તુજ કદ સીધું–હોઠે ચમકે લાલી રે;
દાંત કળી દાડમની શોભે–આંખો મદ મત વાલી રે.—૨.

મધન થઇ મેં માંધે લીધી–મદનતણી જંજાલી રે;
આ જોબન છે સ્વપન સરીખું–ના જા ફૂલી ફાલી રે.—૩.

થયું રાત દિન જલી બલીને–તન ખોખું તો ખાલી રે;
હવે જાનને બચાવવાને–પા મ્હોબતની પ્યાલી રે.—૪.



## પ્રવેશ ૪ થો.

### ઠેકાંણું:—સોરાબશાના ઘરનો ઓરડો.

### શીરીન.

શીરીન—ચાલો, બધું નકી કીધું! ઘરમાં કોઈ રહ્યુંબી નથી. હવે વખત થવા આયોછ. સોલ સાથેબી તરતની તરત બધી વાતો થઈ શકે એમ નથી (કાગલ કહાડી) વાસ્તે આએ કાગલપર બધી ગોઠવણ ટપકાવી કહાડીછ. એ વાંચીને સોલ મારી બધી મકસદ પામી જશે. (દરવાજે ઠોકાયછ, તે સાંભલી) એ મારો સોલજ! (દોડતી જઇ તેને સાથે લઈ પાછી આવેછ.)

સોલ—વહાલી, આજ કંઈ ઘણીજ દોડ ધામમાં છે! બારણું ઉઘાડવા તું કાંય આવી? કાંહાં ગીયાં બધાં માણસો?

શીરીન—પ્યારા, તે વાત હમણા જરા પડતી નાખો; માણસો બધાં બહાર ગીયાંછ.

સોલ—બધાં માણસો?

શીરીન—હારે હા! બધાં બહાર ગીયાંચ; મહારા વહાલા, આજ તમને તમારી મોજમાં, મારે લીધે બચીત કેટલીક ખલલ થઈછ ખરો.

**સોલ**—સીલા ! પ્યારી સીલા ! તેં જ્યારે ચીઠીમાં એમજ લખ્યું કે મારી ખુશી છે કે આજે તમે બહાર જમવા ન જતાં તથા નાટકમાંબી ન જતાં ઘેરજ આવો તો વધારે સારૂં; ત્યારે મેં તેજ વખત ઠરાવ કીધો કે બસ ઘેરજ જવું. અલબતાં વગર કારણે તો તું એમ મને તેડાવેજ નહી, ને એમ કોઈબી દહાડે તેં મને મોજ મુકાવી ઘેર તેડાવેલો નહી, એટલે આજે કંઈ ખાસ કારણજ હશે એમ મેં ધારયું. તે સાથે બહાર જમવા જવામાં ને ત્યાર પછે નાટકમાં મને જે મઝા પડતે તે કરતાં તું પ્યારીની સંગતમાં મને કંઈ ઓછી મઝા પડવાની નથી. તું જાણેછ તો ખરી, પ્યારી, કે બહાર જમવા જવાનો મને કેટલો કંટાળો છે, ને જયારે જાઉંછ ત્યારે કેટલી આનાકાનીથી હું જાઉંછ! ઘણી જગાપર જયા વગર ચાલેજ નહી એવું હોવાથી ફરજનું મારયું જવું પડેછ, વાસ્તે મારી મોજમાં કશોબી ખલલ થઈ નથી, મારાં કલેજાં. વારૂ પણ હવે મને કેહેશે, જાન કે—

**શીરીન**—વહાલા ખાવીંદ, હું ખરેજ તમારી ઘણી આભારી થઈછ. મારી પરના તમારા હેતની એ ઈંધાણી છે; મને તો ઘણી ધાસતી લાગતીતી કે રખે તમે ગુસ્સે થાવો!

સાલ—શીરીન, મને તારીપર ગુસ્સો ચઢે? શાને વાસ્તે! મારી પ્યારી સીલીનો સખુન રાખી તેની પાસે તરત આવવાની વાત એક સો નાટકો કરતાં મને વધારે ખુશાલી ઉપજાવનાર થઈ છે.

શીરીન—વહાલા, આએ હું તમારી મેહેરબાની સમજુંછ. પણ વારૂ જરા મને કેહેશો કે આપણો સપલી કેવું માણસ?

સોલ—કાંય! એકાએક તે સવાલ કરવાનું શું કામ પડયું?

શીરીન—(બેદરકારીથી) કંઈ નહીરે, અમથું સેહેજ પુછતીતી કે એ માણસ કેવું?

સોલ—અરે એવાં માણસનું તે શું પુછવાનું! ઘણું સારૂ માણસ! કશી કંઈ વાતની જરાબો રવાદારકી વાળું માણસજ નહી.

શીરીન—ને વારૂ નજરનું કેવું?

સોલ—નજરનું કેવું? ચોખ્ખું! અરે એવાં માણસની બીજી વાત તે શું હોય? પણ એ બધા સવાલ એકાએક કરવાનું કંઈ કારણ હોવું જોઈએ?

**શીરીન**—કારણ તો કંઈ નહી, પણ આંજેકેની મને મારો શાહીઓ મલવા આવીતી ને તેમને તાંહાં કંઇ એવણ જતા આવતા હોશે ને નાદાન છોકરાંઓ સાથે કંઇ ચેરાં બેરાં કહારીયાં હોશે તે તે બીચારીઓ જરા ભદભદ-તીતીઓ, તેથી પુછતીતી કે માણસ કેવું.

**સોલ**—હીરો જો પથ્થર ગણાય ને સુનું જો કથીર કેહેવાએ તો પછી સપલી નઠારૂં માણસ ગણાય ખરૂં! બાકી બીજું તો હું કશું જાણતો નથી.

**શીરીન**—વારૂં મેહેલાશાહને વાસ્તે શું ધારીજી?

**સોલ**—કાંય વારૂ! તેને વાસ્તેબી કંઈ ફરીયાદ છે કે શું?

**શીરીન**—હા, કંઈ ઓજીજી એમ બોલાયછ તો ખરૂં!

**સોલ**—તે કોઈ નીંદાખોર બૈરાંઓ એમ બોલતાં હોશે! બાકી જ્યારે આવાં ભલાં માણસોને વાસ્તે એમ બુરૂં બોલાય ત્યારે તો જાણવું કે થઈજ ચુકું!

**શીરીન**—ત્યારે શું તે બધું ખોટુંજ બોલાતું હોશે?

**સોલ**—તો તેમાં શક શું? આએ મારા દોસ્તને વાસ્તે જો કામ પડે તો કોરટમાં જઈ કસમ ખાવાને હું તૈયાર છેઉ! એવાં એ ભલાં માણસો છે.

**શીરીન**—તમે કંઈ ચુકતા તો નહી હોવો! પેલાંઓ નજરે જોયલી વાત પરથી બોલેછ તો કંઈબી તેમાં હોવું તો જોઈએ-એમ કંઈ છેક બધું જુઠું તો ઊભું કરે નહી ને તે કરતાં એમ જુઠું ઉભું કરવાની જરૂરબી શું?

સોલ—બેરાંઓ જયારે કોઈનોબી તાતવાત લઈ બેસેછ ત્યારે જરૂર ને કારણની તેમને દરકાર હોતી નથી. તે કરતાં તે તારો સહીઓ કોણ હતી તે તો જરા મને કેહે કે હું માહેલો ભેદ શોધી કાહાડું! એ તો જે જાતે બુરાં હોય તે બધાંને બુરાં ગણે તેમ વખતે તેવીઓ તો નહી હોય! આજ વેર આએ મારા દોસ્તો વીશે કોઈએબી એક તુકારો કહાડીઓ નથી.

**શીરીન**—તમે કેહેવોછ તે વાત તો ખરી કે જાતે જે બુરાં હોયછ તે બધાંને બુરાં ગણેછ પણ તેમજ જાતે જે ભલાં ને ભોળાં હોયછ તે બીજાં બધાંઓનેબી ભલાં ને ભોળાં નહી કાંય ગણતાં હોય! ને તેમજ તમે તમારી ભોળાઈમાં આએ તમારા દોસ્તને તેવાજ કાંય નહી ગણતા હોવો?

સોલ—અરે પણ તેવાં લખણનાં માણસો છુપાં રેહે વારૂ? આજ કેટલું કેટલું થયું આપણે ઘેર આવતા જતા ને બધાં સાથે પરોટાઈ ગીએલા તે આપણે શું વરતી નહી શકીએ?

શીરીન— ત્યારે તો એ લોકો વીશે તમારી તો પુરે પુરી ખાતરીજ કે?

સોલ—ખાતરી તે વળી કંઈ જેવી તેવી કે? વસેલા વાપરેલા! એવું ઘેલું ગાંડું કોઈ આવીને કેહે તેપર ભરૂસો રાખીએ નહી. લોકોને શું છે? ગમે તે બોલે. કાન ને આંખ વચ્ચે કેટલો ફેર છે તે તું જાણેછ, મારા જાન!

શીરીન—હા, તે બધું હું જાણુંછ તો ખરી, પણ તોબી પુછતીતી કે વખતે———

સોલ—ઘેલી છે ઘેલી! એમ અમથું મન વેહેમાવવું નહી જોઈએ! એ મારા દોસ્તોપર મને એટલો તો ભરૂસો છે કે જો મને કામ પડે ને બે મહીના કેથે બહાર જવું પડે તો મારૂં કુટુંબ ને બચ્ચાં છોકરાં એવા દોસ્તોને સોંપી. ને જાઉં તો કરારે નચીંત ફરૂં! અરે એ તો બધું રહીઊં, પણ આજે મને આટલે ઉતાવલે ઘેર તેરાવીઓ કાંય તેનો તો જરા ખુલાસો કર.

શીરીન—જાન, તે બધી વાત હું તમુને માંડીને કેહું, પણ તે કયારે, કે તમે મને એક વાતનો વચન આપો કે ગમે તે થાય, નહી દેખી શકાએ એવા કોઈ બનાવોબી બને, તોબી તમે મારી ઉપર કોઈ રીતે ગુસ્સે નહી થાવો અથવા

મારા સંબંધમાં આવનાર બીજા કોઇનિબી તમે કસી રીતે ઈજા નહી કરો, પણ જે કંઇ વાત હું તમારી આગલ કરૂં તે ઠંડે કલેજે સાંભળી પેટ ધરી ધરીને હસી કહાડો.

સોલ—ડીયર, તે તો જેવી વાત તેવી વગત.

શીરીન—પણ એમ ધારીએ કે કંઇ વાત એવો હોય કે જેથી તમારાં ભીંગ ફુરી જઈ કોઈ પર તમે કોને લેવા ટાંપો, તો તેવી વખતે મારી મરજી મુજબ કામ થાય, એમ આપણે ઠરાવ્યે.

સોલ—એમ ભેદ ભરમમાં બોલેલું મને ગમતું નથી, જે હોય તે કહી દેની!

શીરીન—હા, કેહુંછ તો ખરી. પણ મારો માગેલો વચન કાંહાં છે? વચનનો વાત કબુલ હોય તો અડચણ નથી.

સોલ—કબુલ છે, જાન. જે હોય તે જલદી કહી દે. મને તારાપર પુરતો ભરોસો છે.

શીરીન—કબુલ! ધ્યાન રાખજો હોં, મારા જાની! (ખીસામાંથી એક ચીઠી કહાડો તેને આપેછ) લેવો જાન, આએ જરા વાંચો.

સોલ—(વાંચેછ) "મારી લાડકી સીલી" (જરા નેન ફેરવીને) આવો બેઅદબી ભરી છુટ લેનાર કોણ મુજી

બચ્ચો છે! (ચીઠી ફેરવી લખનારની સહી જોવાનું કરેછે; શીરીન તેને તેમ કરતાં વારેછે ને આખી ચીઠી પેહેલાં વાંચવા કહેછે.)

**શીરીન**—સોલ, તમારો વચન! જો તમારાં ભૌંગ જરા વારમાં ફરી જાયછ! આગલ વાંચો–બધી પુરી કરો, પછી આપણે તેપર વીચાર કરશું. એમ એટલા વારમાં ગભરાઈ ના જાઓ.

**સોલ**—(વાંચેછ) "તું જાણતી નથી, ઓ મારા જાન, કે મોહબતની આગથી હું કેટલો જળતો ફરૂંછ; મારી તરફ જે મેહેરબાની ભરી નજરથી તું જોયછ તેપરથી મારી ખાતરી તો થાયછ કે તુંબી મને ખરાં જીગરથી ચાહેછ તો ખરી. આજે રાતના તારો ખાવીંદ નાટકમાં જનાર છે; તેથી અગરજો તું રેહેમત કરી બે ઘડી તારી સાથ ખુશ ગુફતેગુ કરવાની મને તક આપશે તો જાવેદાન સુધી, હું, તું ગુલબદન મેહેબુબની ફરમાબરદારીમાં હાજર રહેવશ. અગરજો આ મારી ચીઠીનો તારી તરફથી નાનો જવાબ આવશે નહી તો, તું મેહેરબાન મેહેબુબે મારી અરજ કબુલ રાખીછ એમ સમજી રાતના સાત–સાડાસાતને અમલે તારાં મકાનની બારી આગલ આવી તરણ

ચાર ટચાકડીઓ ફ્રોડી મારા આવવાનો તું નામવર બાનુને ખબર આપસ, જે વખતે, મને તું તારાં મકાનમાં આશરો આપી સરફરાજ કરશે.

લા૦ તારી કદમબોસીમાં હાજર રહેનાર,

સપલી."

કોણ! પેલો સપલી સેલ્લાની? આપણો પડોસી ને મારો વીસવાસુ દોસ્ત સપલશા!

**શીરીન**—હા, તેજ, તમારો જાની દોસ્ત! કે જેને વાશતે કામ પડે તો કોરટમાં જઈ કશમ ખાવાનેબી તમે તો તૈયારજ છેવો!

**સોલ**—જુલ્લમ થયો! સેતમ થયો! આ કેવા ઢોંગ! જાતે આવો નીચ, પાજી ને અધમ છતાં બહારથી કેવો ધોતો ધોતો! દેખાવે તો જાણે આબેદ! ખરેખર હવે તો બહારના દેખાવોપર ભુલાવો ખાવો જોઈએ નહી.

**શીરીન**—પ્યારા ખાવીંદ, જરા સબર પકડો, હજી એટલામાંજ પતતું નથી. (ખીસામાંથી એક બીજી ચીઠી આપીને) આ એક બીજી ચીઠી તો વાંચો.

**સોલ**—વાહ! વળી બજી ચીઠી! હજી કંઈ બાકી હતું શું?

**શીરીન**—હાજ તો! મુવાઓના બાપનાં ડાપાં કેની! જાન, જરા વેહેલા થાવો, જલદી વાંચી લેવો, નહી તો મોડું થઈ જશે.

**સોલ**—(વાંચેછ) "અએ મારા પુણમના ચાંદા! હું કોઈ રીતની સરાધાત કરયા વગર એકદમ મારા મનનો ભેદ તું નાજુક કદમ બાનુ હજુર ખુલ્લો મુકવા ચાહાઊંછ. જયારથી તું નાજુક કદમ નાજનીન સાથ મને મલવા ભેટવાનો હક મલ્યોછે ત્યારથી મારાં જીગરમાં મોહબતે ઘેર કીધુંછ. મેં સાંભળ્યુંછ કે આજ રાતના સોલી નાટકમાં જનાર છે, તેટલો તખત જો તું તારા ફરમાબરદાર નોકરને તારા દીલકસ દીદાર હજુર રેહેવાની જોગવાઈ આપશે તો જીવતાલગી તારૂં અહેશાન ભુલસ નહી." (હું નાટકમાં જનાર છેઊં એટલા વાસ્તે એ પહુરાણાઓ અહીં ઉતરી પરવા માંગેછ ની! ઠીક! ઠીક! ધંધા તો સારા!) "તારી હેલીઅત ભરી બોલીચાલી ને મારા તરફ દેખાતી તારી હુંમેશાની મીઠી નજરથી આ ચીઠી લખવાની મેં હીંમત પકડીછે, તેમાં હું નાઉમેદ તો થવશજ નહી એમ હું માનુંછ. આજ રાતના આઠેકને સુમારે તારા મકાનના ઝરૂખા આગલ આવી જોરથી હું સીપટી વગાડશ, તે વખતે જો તું મને તારા મકાનમાં દાખલ થવા માટે દર-

વાજો બોલશે તો હું સમજશ કે તું મેહેરબાન થઈછ. હું મારી સાથે લેઝતદાર પકવાનોનું એક ભાણું લેતો આવશ કે આપણે બંને જન સાથે જમીએ ને લાલમ લાલ શરાબ નોશ કરતા જઈ અરસપરસની મોહોબતના મીઠાસમાં વધારો કરીએ. તારી ઉપર ફીદા થયલા તારા આશના

**મેલાશાહની** દુવા કબુલ ફરમાવવો."

મેલાશાહ! અરે પેલો ચંડાલ મેલી! જેને મેં આઠલેથી આવડો કીધો! ચોમેર વગલાગ લગાડી ઠેકાણે પાડી પાંચ પૈસે સુખી ને રળતો કમાતો કરી આપ્યો, તેજ પાલેલો કુત્રો પગ કરડવા માંગેછ!

**શીરીન**—હા તેજ, તેજ તમારો દોશ્ત કે જેને, બે મહીના બાહેર શીધારો ત્યારે તમે તમારાં બૈરી છોકરાં સોંપી જવાના હતા ને એવાં ચોખ્ખાં માણશોને ઘેર સોંપીને જવાથી તમારો જીવ કરારે નચીંત રેહેતે! તેજ તમારા એ દોશ્ત!

**સોલ**—હવે ત્યારે બાકી શું રહ્યું? કોણના પર ભરૂસો રાખ્યે? આટલા બધા પેટમાં ટાંટીયા છતાં ડોલ તો બધું નીમાજીનું! અઠંગ લુચ્ચો ને ખપે ત્યારે તો સાધુમાં! અરરર! આએ હસાબે તો લોકો કેથા બગલમાંજ સાંપ

સપોવતા દેખું! આપણીજ પઠે કેટલાં બધાં લોક અંધારામાં ગોથાં ખાતાં હશે! આવી બદીઓ ને નજીસાટનો કંઈ ઉપાય હવે તો જરૂર થવોજ જોઈએછ.

**શીરીન**—હા, ખચીત તેનો ઉપાય થાય તેમ થવું જોઈએછ. સઉને ઘેર બેટા બેટી ને વહુ વારૂ હોયછ. માટે સઉ લોકોની એ એક ફરજ છે કે તેઓએ આવા નફટ કોરગાઓને તેમને ફેજે પોંહોંચાડવાના કામમાં દીલભરીથી સામેલ થવું. એવા નકટાઓનાં નાક કાપી તેમને જગની બતરીસીએ ચઢાવવાના જે કેટલાક ઉપાયો છે, તેમાં નાટક તકતો એક નાદર ઉપાય છે, ને મેંબી આજે સપલશા ને મેલાશા એ બંધે નકટાઓનો અહીં પુરેજ રકાશ કરવા ધારયોછ. (જરા હશીને) કેમ જાન, શું ધારયું? રકાશ તો એવો કરયે કે એક તરફથી એ બદકાર નાપાકોની સુધ ઉઘડે, બીજી તરફથી છતી આંખે આંધલાં બનેલાંઓની આંખ ઉઘડે ને ત્રીજી તરફથી જરા હસવાના ભાવબી પડે!

**સોલ**—પ્યારી, એ તું એમ શું બકેછ! કલેજે કાણું પડે તેવી વાત! ને આપણે હસવાના ભાવ પાડી બેસી રહીએ? અરે એ નાપેકારોનો એકદમ ઘાટ ઘડી નાખવો

જોઈએ, તેને બદલે તું એમ ઢાંક પીછોડો શું કરવા માંગેછ? એ ચંડાલોનો એકદમ કચ્ચડઘાન કાહાડી નાખું, તું જો તો ખરી!

શીરીન—નહી, જાન, એમ આકલા ના પડો; હુંબી કંઈ ઢાંક પીછોડો નથી કરવા માંગતી, મારા સોલ! જ્યારે તેમજ કરવાની હતે તો પછે તુંને તેડાવતે શું કરવા! હમણા તો જરા ઠંડા કલેજાંનું કામ છે, ઉસ્કેરાઈ જવાનું નથી.

સોલ—પણ ત્યારે તું કરવા શું માગેછ?

શીરીન—હું જે કરવા માંગુંછ તેમાં સઉથી પેહેલું કામ તો એ કે યાતો તમે હવે ઘરમાંથી બહાર વધો કે યાતો જઈને પાસેના મોટા હાલમાં બેસો, પણ સરત એટલી કે તમારૂં કામ પડે નહી તાંહાં વેર તમોએ બહાર આવવું નહી.

સોલ—ને પછી?

શીરીન—ને પછી એ લોકો જે આવનાર છે તેમને હું ઘરમાં લઊ!

સોલ—એ શું નરમ ઘી જેવી વાત કરેછ! તમે બહાર વધો, હું એ લોકને ઘરમાં લેંઊ! જાન, કંઈ સમ-

જોછ કે તું શું બોલેછ! હું બહાર જાંઊં ને તું ઘરમાં એકલી ને વળી તે મુજી ચંડાલો ઘરમાં આવે! એમ બને તો મારો જીવ કેમ માને?

શીરીન—તમને અભતવા ધસકવાનું કશું કારણ નથી, મારા વહાલા, તમે સુખે નીરાંતે અહીંથી ખીસી જાઓ. તમારા સીધારવા વગર મારૂં ધારવેલું કામ પાર પડવાનું નથી.

સોલ—જાન, તું જાણેછ તો ખરી કે તારા દરેક સખુનને હું આજવેર કેવી રીતે ઊચકી લેતો રહ્યોછ. કોઈબી વાતે તારો સખુન મેં રદ કીધો નથી. પણ આજનું કામ મહા જોખમનું લાગેછ, વાસ્તે મારો જીવ માનતો નથી. મને જરા સમજાવ તો ખરી, કે હું અહીંથી જવા પછી તું કરવા શું માગેછ?

શીરીન—તમે ઘણી ચાવાચાવી ના કરો. વખતે મારી બધી ભઠી બગડી જશે! (કાગલ આપીને) હું જે કંઈ કરવા ધારૂંછ તેની, અને મારાં એ કામમાં તમારીથી હું કેવો મદદ ચાહુંછ તેની ટુંક નોંધ આપર ટપકાવેલી છે, તે વાંચો એટલે મારો બધી ગોઠવણથી તમે વાકેફ થશો.

સોલ—(ઉપર ટપકે ઝડપથી વાંચી જઇ) ઠીક છે, ઠીક; હવે મને તારી કરામતની સમજ પડી! મારા મનમાં તો કંઈ

એવું આવતુંતું કે એ નાપાકોનો એવો તો સજ્જડ ગુણ કોથલો કરી નાખ્યે કે એવી કીસમના બીજાઓના મનમાં તરાસ પેસે; પણ આએ તારી જુક્તીબી ઠીકજ છે, કે નાપાકોનો પુરે પુરો ફેંસ્તો કરી તેમનાં !નાક કાપી તેમનાજ હાથમાં આપવાં, તો એબી કંઈ ઓછો કારગત એલાજ નથી. ઘાટ તો ઠીક ઉતારયોછ, ને જો બધું ધારવેલી રીતે આબાદ પાર ઉતરે તો ખરેખર હસવાનાબી ભાવ પડે ખરા! ત્યારે તો હું પેલા આગળા હાલમાંજ બેસી મુગો મુગો બધો તમાસો જોયા કરશ!

શીરીન—ત્યારે! એમ ઘાટ ઉતારયે નહી તો પછી! હુંબી કંઈ જેવી તેવી નથી! કામ તો એવું કરૂં કે એ મુજીઓ જેવા જેબી કોઈ હોય તેમને ધધરીને તાવજ આવે ને ફરી કોઈ એવાં પગલાં ભરવાની હીંમત કરે નહી. હું એક કેળવાયલી ને ખરી શુધારાવાળી છું. તેથી સુધારાના નામને છાજતીજ રીતે, મારી કેળવણીને શોભા મળે તેવી રીતે, ને તું ખાવીંદે મને બધી વાતની ઘટતી છુટ બક્ષીને મારીપર રાખેલા તારા ઈતબારને પુરતો ઈનસાફ મળે તેવી રીતે, મેં બધું કામ લેવા ધારયુંછે. વાસ્તે હવે તમે જુબાંપર ખુદાનું નામ લેવો ને અહીંથી ખીસી જાઓ; પણ યાદ રાખજો કે તમે અહીં છેવો એવો જરાબી સંસારો જણાય નહી.

**સોલ**—ઠીક છે! આએ હું ચાલ્યો, સીલા; પણ ખુબ સંભાળ રાખજે, જાન, માણસ ઘણાં લુચ્ચાં લફંગાં માલમ પડયાંછ!

[ઘણી આનાકાનીએ જવા કરેછ-જતો જતો પાછો ફરેછ-વળી જવા કરેછ ને પાછો ફરેછ-એવી રીતે પોતાની ઢચુ પચુ હાલત દેખાડીને પછે જવાનું આખુંખુંખું મન કરેછ.

**શીરીન**—બેફીકર રહો. કશી વાતની કાળજી રાખશો ના. એઓને એવા તો સપાટામાં લેઊંછ કે તમે ને ગામ લોકબી જોયાજ કરશો.

[તઓ ભેટેછ. સોલી જાએછ.



# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

ઠેકાણું:—સોરાબશાહના ઘરનું દીવાનખાનું. ફરનીચર સાદી રીતે ઠીક ગોઠવેલું છે, મોટી આરસી છે. કપડાંનો ઘોડો છે. મોટી નાની ખુરશીઓ છે. જમવાની એક ટેબલ બીછાવી રાખેલી છે. સામી ભીત ઉપર નવાઈની કંઈ ચીજો—સીંગડાં વગેરે ટાંગેલાં છે. તથા બે પીશતોલો બી ઓરવેલી છે. એક ખુરશીપર બૈરાંની સારી પડલી છે. ઘોડાપર એક મોટા જભા જેવું કંઈ પડેલું છે. બાજુપર સ્ટેજની ઘણી બહાર નીકળી આવેલો એક ઓરડો છે. એ ઓરડામાં બનતું સઘળું કામકાજ તમાશગીરો જોઈ શકેછે. તેના બારણા બારીની એવી ગોઠવણ છે કે તે તમાસગીરોની બરાબર સનમુખ આવી રહેછે.

### શીરીન.

**શીરીન**—ચાલ, હવે હુંબી તો જરા ઠીક ઠાક થઈ લેઉં (આરસીમાં જોઈ—બાલ વગેરે ઊંચા કરી ઠઠારો કરેછ, ટચાકરીઓના સાદ સંભળાયછ) આવો, આવો, રાજાજી,

તમારી પાંજી આવીછ! કંઈ થોડો ઘણો સવાદ ચાખો! (બારણું ઠોકાયછ) આવુંછ! સબર કરો! વારૂ જરા એ- મબી ઠોકરાવ્યે તો ખરાં! (ફ્રૂરી બારણું ઠોકાયછ) કેવા અધીરા પડયાછ! જાણે લાડવો લુટવાનો હોય તેમ આવ્યાછ ધસ્તા, પણ ચોથરાં કરશ એવાં સસતાં કે ભાંયબી ભારી પડશે નાસતાં! (જરા હસીને) ભલા આદમીને ખબર નથી કે વીરમાં પડીને કાંહાં તણાયો જવાનો છે! આવો ઊંદરજી, આવો, છટકું તૈયાર છે! બચ્ચાજી, તમારી મઝા બનાવું તો બનાવું પણ એવી તો બનાઊં કે જનમ સુધી તે યાદ રહે! (ફ્રૂરો બારણું ઠોકાયછ) આવીરે! (જઇને સપલશાને સાથે લઈ આવેછ.)

સપલ—તારૂં નામ શીરીન, ને તે છતાં તું આવી સંગ- દીલ! કેટલે વારે બારણું ઉઘાડીઊં! વારૂં અંતેબી બારણું ઉઘા- ડીઊં ને સેવકને અંદર આવવાને બનીઊં તેનાજ શુગરાના! હું તો બીહીતોતો કે રખે ખેરવે!

શીરીન—કાંય વારૂ, એમ બીધા કાંય? હું ના કહેતે ને તમને પાછા ફ્રેરવતે એમ ધારવાનું કંઈ કારણ? તમે હર હંમેશ આપણે ઘેર આવતા જતા, કંઈ આજે પેહેલા તો આવનાર નહી હતા, કે હું એમ કરતે; (જરા હસવા

જેવું ડોળ કરીને) અથવા તમે કંઈ બદમાશ હતા કે તમને પાછા હાંકી કહાડતે? (એક તરફ) પણ મનમાં પાપ તે.

**સપલ**—તેમ તમે તો નહીજ કરતે, પણ મારા જેવી હાલતવાલા ઈનસાનના દીલમાં ઉભરાતા તરેહ કીસમના જોસ્સાઓને લીધે બની જતી બેબાકરી હાલતનો તમારે વીચાર કરવો જોઇએછ, વાહલાં.

**શીરીન**—(જરા નખરાંથી) એવી બેઅદબીથી તમારે બોલવું ઘટે નહી; વખત છે કોઈના સાંભળવામાં એ સખુનો આવે તો!

**સપલ**—પણ અહીઆં છે કોણ કે તે સાંભલવાનું હતું?

**શીરીન**—વારૂં સપલશા, લેડી રેએ ઉભાં કીધેલાં ઉધરાણાં વીશે તો તમે સાંભળીઆ હોશેજ.*

**સપલ**—હા, હા, એવું કંઈ સાભળીઊંછ ખરૂં; લેડી ડફરીને કલકતામાં જે ફંડ ઉભું કરવા માંડીઊંછ તેજ મતલબનું ફંડ લેડી રેએ અતરે શીરૂ કીધુંછ.

---

* વખતને મલતી અથવા જે વખતે બેલ થાય તે વખતે બનેલા અથવા બનતા તેવા લાયક બનાવોને લગતી બાબદો પર આ વાત ચીત ગોઠવવી જોઇશે.

**શીરીન**—જ્યારે લેડી ડફ્રીન અને લેડી રે જેવી મોટા દરજ્જાની બાનુઓએ આએ કામ ઉઠાવીઊંછ ત્યારે ખરે-ખર તેની ઘણી અગત હોવીજ જોઇએ.

**સપલ**—એટલી બધી અગત હવે એવાં કોઈ ફૂંડની જણાતી નથી; ઓરતોનાં દરદોની સારવાર કરવાની મક-સદથી એ ફૂંડ ઉભું કરવામાં આવેછ, પણ પેલા મી૦ કેતરીજ અને શેઠ સોરાબજી બંગાલીની કોસેસથી અગાઉ ૩૦-૪૦ હજારનું એક મોટું ફૂંડ ઉભું થઈ ચુકુંછ એટલે તેવાંજ કારણ સર બીજાં કોઈ ફૂંડની અગત જણાતી નથી.

**શીરીન**—આવાં મોટાં ને માહાભારત કારણ સર ૩૦-૪૦ હજારનું ફૂંડ શી બીસાદમાં? એવાં કારણોસર ૩૦-૪૦ હજાર નહી પણ ૩૦-૪૦ લાખના ફૂંડ થવાં જોઈએ, ને તમે એમ શું બોલોછ?

**સપલ**—પણ ત્યાર પછી પેલી કામા ઈસપીટાલ બંધા-ઈછ અને મી૦ કમુ સુલેમાને એક બીજું એવુંજ દવા-ખાનું કહાડીઊંછ, તો હવે મારા વીચાર પ્રમાણે તે ઘણું થયું.

**શીરીન**—નહી, નહી, સપલશા, તમારી મોટી ભુલ છે; બીચારી ઘણીક નીરદોશ ને કાંકીલી અબલાઓ તેવાં બીકટ દરદોની વખતે મરદ તબીબોની સલ્લાહ નહી લઈ શકવાને

સબબે વગર મોતે શાહમાલ ચાલી જાએછ, તેમનાં દુખ દરદોની સારવાર કરવા માટે ઓરત તબીબોની ઘણી જરૂર છે, અને તેથીજ આ મોટાં ફંડો ઉભાં કરવાની આગેવાની ગવરનર અને ગવરનર જનરલ જેવાનાં બાનુઓએ લીધીછ.

સપલ—ભલે લીધી તો! હવે તે વાતની તકરાર આપણે શું કામ કરીએ? મોટાં ને મોભાવાળાં લોકો છે, ઉમરાવ દરજેની બાનુઓ છે; ઠીકજ છે! ચાલીઉજ જાએછ!

શીરીન—શું ઠીકજ છે? પણ તેમાં આપણા જેવાં-ઓએબી મદદ કરવી જોઈએની! ગામે ગામ ને શેહેરે શેહેરના રાજા રજવાડા ને બધા મોટ મોટા લોકોએ હજારો-ની રકમો ભરવા માંડી તો આપણેબી આપણી ગુજાસ મુજબ તેમાં કંઈ થોડું ઘણું ભરવું જોઈએની?

સપલ—(ખડખડ હસીને) તમે ઘણાં નાદાન છેવો, શીરીનબાઈ, જાંહાં હજારો ભરાય તાંહાં આપણા જેવાના પાંચ પચીસની બીસાદ તે શું? આખા મોટા માહાસાગ-રમાં જાણે પાણીનું એક ટીપું!

શીરીન—ખરી વાત છે, એક ટીપું; પણ ટીપે ટીપે સરોવર ભરાયછ તે વાત શું તમે નથી જાણતા? એવાં

માહાભારત કારણો સર ઉભાં થતાં ફંડોમાં આમ લોકો તરફથી જો ટીપાં ટીપાં જેટલી રકમો ભરાય તો કાંહાંનું કાંહાં થાય!

**સપલ**—જેઓની શીરીનબાઈ, તમારી વાત તો બધી ખરી છે, પણ એવાં મોટાં કામોમાં મોટાઓ રકમો ભરે તેજ લાયક કેહેવાએ. ખોદાએ જેઓને મોટા કીધા ને હજારોની દોલત બક્ષી તે એવાં ધરમખાતાંઓને મદદ કરવા સારૂજ બક્ષીછ, તો તેમના પરજ આધાર રાખવો એ બેહેતર છે, તેવાજ સાહેબોને એવાં કામોમાં આગેવાની આપવાથી શોભા મલે, બીજું કંઈ નહી.

**શીરીન**—એ બધી ખંધાઈની વાત છોડી દેવો! આપણા લોકોને એ ઘણીજ ખરાબ ટેવ પડી ગઈછ કે દરેક વાતમાં મોટાઓ અને શેઠીઆઓ ઉપરજ બધો વાતનો આધાર બાંધી બેસેછ ને દરેક વાતમાં બસ તેજ બીચારાઓ ઉપર દબાણ ચલાવેછ, ને આમ લોક કશી રીતે પોતાનો હીસ્સો આપતા નથી ને કંઈ લાભ લેવાની વાત હોયછ તો જીફલાં નખાવતા પેહેલાં બહાર નીકલી આવેછ, ને વળી કંઈ કશાંમાં જરા ઓછું પડીઊ તો સામું મોટાઓ અને શેઠીઆઓને વગોવવા મંડી જાએછ! એ

વાત કંઈ સારી નથી; સહુ લોકોએ પોત પોતાની ગુંજાસ ને શકતી મુજબ રૂડાં કામોમાં ભાગ લેવો જોઈએછ. શેઠીઆઓ પોતાની શકતી મુજબ સેંકડો ને હજારો આપે તો બીજાઓએ પોતાની શકતી મુજબ દસ દસ ને પચી પચાસ આપવા જોઈએ, વાસ્તે ચાલો, હવે બેહેલાઈ છોડી દઈ બોલી દેવો કે તમે શું ભરોછ?

**સપલ**—(એક તરફ) મુવો બચ્ચા સપલ! વેતરાયો! ક્યારનો આએ જે બધી તકરાર થાયછ તે કેથી આપુનેજ રેહેંસવાની થાયછ! (હસીને) શીરીનબાઈ, હાલ તો જરા સબુર કરો, બીજા સાહેબો શું ભરેછ, તે જોઈએ, પછી આપણે તો છૈયેજ!

**શીરીન**—જા બા, સપલશા, જ્યારે મારો આટલો સ-ખુન નહી કરો ત્યારે શું બળ્યું—!

**સપલ**—(એક તરફ) મેલું જબરૂં લાગું તે કંઈ ફીટે બીટે તેમ નથી! એ તો ઉઠો! પંદર વીસની ઉઠો ખરી! (શીરીનને) ઠીક છે ત્યારે જાઓ તમારો સખુન મેં માથે ચઢાવ્યો! કાલે બહારોબારથી બેંકમાં રકમ મોકળી દેવશ! બસ, હવે રાજી થયાં!

**શીરીન**—તમે બહારો બહારથી બેંકમાં રકમ ભરો તેમાં હમુને શું પાર! આએ તો જુઓની લેડી રેએ ઉઘરાણું વસુલ કરવા એક નાની કમીટી ઠરાવીછ ને તેમાં મારા સોલને એક મેંમબર કીધોછ—તે જો હમારી મારફતે એમ થોડી ઘણી રકમો ભરાય તો મારા સોલને જરા સારૂં લાગે, તેટલા વાસ્તે જો ભરતા હોવ તો આએ લીસ્ટ લાઊં તેમાંજ ભરો.

(લીસ્ટ લેવા જાયછ.

**સપલ**—(એકલો) જો હું અહીં આએ મોજ કરવા આયો તે! કેવી મોજ! ઉભો ને આડો વેતરાઈ જાઊં એવી મોજ! મોજ મઝાની વાત તો હજી ઠેકાણેજ છે તેટલાં આએ રૂમડી!

**શીરીન**—(લીસ્ટ લાવીને) લેવો સપલશા, જોઉં તો, તમારે મુબારક હાથે સારો જેવો આંકડો ભરી દેવો! જો જો હોં! ચાર આંકડાથી ઓછા નહી હોં!

**સપલ**—(હાથને ધુજરાં છુટેછ—લીસ્ટ હાથમાંથી પડી જાએછ) શું! શું! શું! શો-શી-શીરીનબાઈ! કે-કે-કેટલા!

**શીરીન**—એ મદઇ એમ તોતરા બોબરા શું થઈ ગીયા! હમણા તો સારી પઠે હતા! ભરોની, હજાર પંદરસો જેટલા ગમે તેટલા ભરોની! (ખડીઓ કલમ લેવા જાએછ.)

સપલ—(એકલો) ફૂસ્યો, બચ્ચા સપલી, ચોખ્ખો ફૂસ્યો! હજારને પંદરસો! એ બકેછ શું! આપણે તો જાણતાતા કે પાંચ પંદર ભરીને ભુસી વાળશું તે, આએ તો જબરો બુક પકડયો!

શીરીન—(ખડીઓ કલમ લાવી) ચાલો તો, વેહેલા થાવોની મરી જાઉં! (તેના હાથમાં જોર જુલમથી કલમ પકડાવેછ) ડાહ્યા રે ડાહ્યા! હવે કેવા મઝાના લાગોછ! હવે તો નકરા જાણે સપલશા શેઠ!

સપલ—(એક તરફ) મુવા શેઠના લાગતા! અહીં બરડે પાણી ઉતરેછ ને સાથે ફીફડી ફાટેછ! (લીસ્ટમાં નામો વાંચી) શીરીનબાઈ, જુવોની એમાં કેટલાક મોટા સાહેબોએ પાન પાનસો ને સાત સાતસો ભરેલાછે, તો પછે આપણાથી વધારે કેમ ભરાય! એ તો ગોજું લાગે ને વળી સાથે લાગા શેઠીઆઓ ચીરડાએ ને અપમાન લીએ કે હમારા કરતાં મોટી રકમ ભરનાર એ તે કોણ? તો તમે જાણોછ! રાત દીસ આપુને બધેબધ જવું આવવું તે ઓર ડાંડા ગણાય! બાકી બીજુ કંઈ નહી, તમારી ખાતરદારી સારૂ તમે કેહેવો તેટલી રકમ ભરૂં, પણ અડચણ મોટી એજ છે!

**શીરીન**—એ બધી તમારી સીફ્રશસી છોડી દેવો! એવાં તરેહવાર બાના સાના કહાડી કહાડીને બધા બંધાઓ દરેક વાતમાંથી છટકી જાએછ, ને બીચારા થોડા જણાઓપરજ દરેક વાતનો ભાર આવી પડેછ, તેથી ઓર તેઓ વધારે કંટાળો ખાએછ—બાકી એમ તમારા જેવાઓ સાથે સાથે ભરવા લાગે તો તેઓ કંઈ ચીરડાતાબી નથી ને અપમાનબી લેતા નથી! જો વાત લાયાછ તે!

**સપલ**—શીરીનબાઈ, એમ તમે ગુસ્સે ના થાઓ—લેવોની તમારી મરજીજ છે તો આએ પચાસ રૂપીયા ભરૂંછ! કેમ! હવે કંઈ!

**શીરીન**—શું! પચાસ રૂપરડી! જાઓ જાઓ સપલશાહ, તમારાં નામને ને તમારાં કપડાંને એબ લાગશે!

**સપલ**—પણ ત્યારે તમે કેહેવોની, તમે કેટલા ભરાવા માંગોછ તે?

**શીરીન**—વળી કેટલા! કંઈ પાંચ પંદર હજાર તો નથી ભરવા કેહેનો! વારૂ ચાલો હવે હજારબી રહ્યા ને પંદરસોબી રહ્યા; સાડી સાતસો ભરો!

**સપલ**—(હાચું વકાસીને એક તરફ) સાડી સાતસો!! ખાધો તો!

શીરીન--કાંય, કાંય, મદઈ હભની ગીયા કે? એકા-એક મદઈનો દમ સાસ રૂંધાઈ કેમ ગોયો!

સપલ—(એક તરફ) અસ્તો પુછેછ કે હભનો ગીયા કે? (શીરીનને) હવે જ્યારે તમે એમજ ચહાવોછ કે મારે મોટીજ રકમ ભરવી તો લેવો (લખવા જાએછ) આએ બસો ભરૂંછ! કેમ હવે તો થયાંની રાજી!

શીરીન—(તેને લખતાં અટકાવી) સબુર, સબુર, મારૂં લીસ્ટ બગાડશો! શું ચણાના ઝાડ પરથા તુટી પડયા જો! રહવા દેવો, તમે ભરોઆ ને દહાડા ઉઘડીઆ! મારૂં કહ્યું માનો તો બસો રૂપીયાના ધાણી ચણા મંગાવો!

[તબકરા સમેત લીસ્ટ પાછું મુકવા જાએછ.

સપલ—(એક તરફ) બસો રૂપીયા તો ધાણી ચણા પડેછ! ત્યારે રાંડ કેહેવા તે શું માગેછ? ખાલજ ઉતારવા માંડેછ કે શું? ઠીક, ઠીક! મોજ તો આડી નીકલેછ! (શીરી-નને) વારૂં જ્યારે તમે એમ જરા જરામાં છેડાઈ પડશો ત્યારે પરવડશે તે કેમ? હું કંઈ તમુને દલગીર કરવા માંગતો નથી, જેમ તમે રાજી થાવો તેમ કરવાને તૈયાર છું—વાસ્તે એમ ના કરો!

**શીરીન**—ત્યારે શું ઓંજયું! અમથા ફુહુરાવ્યાજ કરોછ તે! આપણે તો જાણતાંતાં કે સપલશા આહા ચોતીને આપુને મળવાજ આયાછ તો વારૂં આપણે સુખન રાખી જીવ ખુશ કરશે, તો તેને બદલે અમથું નકામું ત્યારનું માથું દુખવી નાખ્યું!

**સપલ**—(જરા કેલવાયલા અવાજે) નહી, નહી, એમ તમે ફુહુરો ના, શીરીનબાઈ! હું જેમ જેમ તમુને વધારે ખુશ કરવા જાઊંછ તેમ તેમ તમે તો ઓર વધારે ગુસ્સે થતાં જાઓછ! એમ ગરીબ ઉપરથી છેક મેહેરબાની ઉતારી શું નાખોછ?

**શીરીન**—ત્યારે શું કરૂં! તમે તો ભેજાનું દહી કરી નાખ્યું! કહેવત છે કે સખોસે સુમ ભલા કે તર ને ફુર કરે, તેને બદલે તમે તો જાણે ભાજી તરકારી લેવા નીકલ્યા હોય તેમ ભાવ તાલ ને રકઝક કરવા પડીઆચ તો પછી તમારી સાથે ભેજું કોણનું લાગે! (જરા કચવાટ સાથ દુર જાએછ.)

**સપલ**—(મન સાથે)ધાણી ચણાપરથી હવે ભાજી તરકારી પર વાત આવી! આજે કંઈ સારે ચોઘડીએ બહાર નીકળાયું નથી! (શીરીનને હાંક મારીને) શીરીનબાઈ, શીરીન-

બાઈ, એમ ના કરો, લેવો તમારે હાથે ગમે તે ભરો! તમારી મેહેરબાનીજ છે તો એવા રૂપીયાની શી બીસાદ!

**શીરીન**—નહીરે બા, એ કંઈ આપણાથી થાય નહી, તમારી સો હજાર વખત ખુશી હોય તો તમારે હાથેજ ભરો! ઓંજણી કંઈ નહી તો પાનસો ટીકડી તો ભરો કે જરાબી સ.રૂં લાગે!

**સપલ**—(એક તરફ) મોજ તે આને કહીએ! પાનસો તો હજી ટીકડીમાં પડેછ! ઉપાયબી કંઈ નથી! એને હમણા ટાહડી મીઠીજ રાખવી જોઈએછ! (શીરીનને) લેવોજી, તમે એમ ચહાવોછ તો એમ, આએ પાનસો ભરૂંછ! પાનસો રૂપીઆ મારી શીરીનના નામપર કુરબાન છે! (પાનસો ભરેછ.)

[સીપટીનો સાધ સંભળાયછ.

**સપલ**—આએ સીપટી તો પેલો મેલી રોજ વગાડેછ તેના જેવો સાધ લાગેછ.

**શીરીન**—હા, તેનોજ એ સાધ છે. (દરવાજો ઉઘાડવા જતાં જતાં) તેવણબી આજે આપણી સાથે બે ઘડી ખુશ ગુફ્તેગુમાં ગુજારવા આયાછ.

સપલ— આપણી સાથે ? અરરર !! એ તો રંગમાં ભંગ કરવા જેવું થયું! જો બનતું હોય તો કંઈ તાલ બ- ગાડો એ પાપને ખેરવો, શીરીનબાઈ !

શીરીન— નહી, નહી, ખેરવાય કેમ ? મારા ખાવીંદના જેવા તમે એક દોસ્ત તેવાજ મેલાશાબી છે. જેમ મારા ધણીની ગેરહાજરીમાં તમે મને મુલાકાત આપવાનું માન ચાહીઊં તેમજ તેવણેબી ચાહીઊં! જેમ તમારા આવવાથી મને ખુશી ઉપજી તેમજ તેવણના આવવાથીબી ઉપજવી જોઇએ. તો પછી તેવણને ખેરવવાની વાત મારાથી કેમ થાય ? (જરા લાડ કરતો હોય તેમ) ત્યારે તમારી મરજી કંઈ એવી હતી, લાલા, કે ઘરમાં મારો માટીડો નહી ને હું એખલી તેવી વખતે તમે એખલા — —

સપલ— હં! હું! ત્યારે તમારી મકસદ એવી કે આ- પણે એકલાં હોઈએ તો સારૂં લાગે નહી તેટલા વાસ્તે કોઈ બીજું ઓઠું સાથે હોય તો ઠીક પડે! અં હં! હવે હું સમજીઓ!

શીરીન—(એક તરફ) શું સમજીઓ, તારૂં ભેથર! (તેની તરફ) બરાબર! મારી મકસદજ તે.

સપલ—(એક તરફ) એ એવાં કામોમાં તો એમજ હોય! બધું લઈજ ચલાવવું જોઈએ! ચલાવી તો લેવશ, પણ નાપાકે આવે કવખતે આવીને ખરેખર રંગમાં ભંગ કરી નાખ્યોછ!

[મેલી દાખલ થાયછ. સાથે એક માણસ મેણાંનો કરંડીયો લાવેછ તે ટેબલપર મુકાવી માણસને રખસુદ કરેછ.

મેલી—સીલીબાઈ, કેમ છેવો? સારી પઠે તો ખરાં? (એક તરફ) એ આએ કોણ?

શીરીન—આપણા સપલ શેઠ છે. તેવણ જશ મ-લવા આયાછ.

મેલી—આપણો સપલી! મારયા તો!

સપલ—(સામે જઈને) સેવક નમેચ! (એક મેકને જોઈને બેહુ જણ ફીકા પડેછ) દોસ્ત, આજે તો ઘરમાંજ છો પડવા ધારીઊતું, તે મવલા અહીં કાંહાંથી ઉતરી પડીઆ?

મેલી—હા, તે તો ખરૂં! પણ રાજા કલબમાં જતાં જતાં નેકનામના કદમ કંઇ અહીં આવી લાગાં!

[બંધે એક મેકથી ઉલટી ચાલણે સ્ટેજ પર અફસોસ ભર પસાર કરેછ ને જરા વારમાં ડંગ થઈ એકમેકનું મોહડું જોયછ.

**શીરીન**—(એક તરફ) કોઠાં ભોપ!

**મેલી**— વારૂ ચાલો, એમ તો એમ! અણ ધારેલી મુલાકાત ફરીથી થઈ ગેઈ તે ઠીકજ થયું! (એક તરફ) નખોદ ગીયાનું અહીં કામ તે શું હતું! (શીરીનને એક તરફ) એ પીડા ક્યારે પતશે? કંઈ આપણી સાથે જમવા બમવાનો તો નથીનો?

**શીરીન**—શાથે જમવા કહીએ તો સારૂં લાગશે, ને એ હોશે તો કેટલીક મઝાબી પડશે. (ઘડીમાં જાણે એક સાથે ને ઘડીમાં જાણે બીજા સાથે વાત કરતી હોય તેમ બંધો તરફ ડોકું કરી હાથ દેખાડી) જુઓનીજી તમે જાણોછ તો ખરા કે આજે જીભરૂ મારા વર નાટકમાં સધાવેલા છે, ને હું તેમના બે ભલા દોસ્તો સાથ ઘરમાં મઝા કરૂંછ. જો બેને બદલે એકુ જણ હોતે, તો મુઆં નીંદાખોર લોકની બતરીસીએ બધી ચવાઈ જતે; પણ હવે જ્યારે બે સાહેબો છેવો ત્યારે નાપાક નીંદાખોરોની જીભ પણ રૂંધાઈ જવાની!

**સપલ**—થયું તે તો ઠીકજ થયું, પણ દોસ્ત આશનાઓને બે ઘડી મોજ મઝા મારતાં દેખી જેમનાં કલેજાંમાં કાંટા ભોકાતા હોય તેવાં નીંદાખોરોથી એમ બીહી જઈએ

કેની તો પછી ગામમાં રહેવાએબી નહી જો. (એક તરફ) નાપાક હરામજાદાને આવવા દઈને કવાબમાં હાડકું ખોસીશ!

મેલી—બરાબર છે; you are very right. (એક તરફ—તોપણ હરતી ફરતી શીરીન સાંભળેછ) પક્કી છે કેની? તે ચોકઠું ઠીક ગોઠવ્યુંછ! હવે સમજ પડી! સપલી છેબો જરા ભોટસોટ એટલે કશી ફીકર નથી! કોણ કેહેછ કે ઓરતોમાં ચબરાકી નથી! શીરીનની આ ચબરાકી ને બાહોશી થોડી છે?

શીરીન—(એક તરફ) તે એજ શીરીનની એવી ચબરાકી તલે તમે ગરદાપેચ થવાના છેવો, લાલા! (ટેબલ પર પડેલું પેલુ લીસ્ટ દેખાડીને) આએ લીસ્ટ તમે જોયું તો હોશેજ? એમાં કંઈ રકમ ભરશો?

મેલી—(લીસ્ટ જોઈ વલીને) છેજ તો! આજ કાલ હવે બીજું રહુંજજ શું? સવાર પડી કે લીસ્ટનાં ચીથડાં આવતાં ને આવતાંજ! લીસ્ટોમાં રકમ ભરતાં ભરતાં આપણાં લોકો બીચારાં ઘસાઈ પીસાઈ તો ચાલીઆં!

સપલ—લોકો ઘસાયાં કે પીસાંયાં તેની વાત છોડી દેની! તું કેટલું ઘસાયો તે તો કેહે? (એક તરફ) સખીબો તેવોજ તે હમણા રકમ ભરીને ઉભો રેહેવાનો!

શીરીન—સપલશા કહેછ તે બરાબર છે—લોકોની વાત રેહેવા દેવો ને તમે તમારી વાત કરો! ચાલો બોલી જાવો તો, જોઉં કેટલા ભરોછ તે.

સપલ—(એક તરફ) આયો છાવો! એબી સજજડ સપડાયો! એબી થોડો ઘણો ચીરાશે તોજ આપણનેબી જરા સધીયારો આવશે! (મેલીને) એ એમ ડઘાઈ શાનો ગીયો! ભરની ભરની! હજાર પંદરશો ભરશે તો કાંહાં ખાડો પડવાનો હતો! (એક તરફ) હવે લુક પ્રેસ!

શીરીન—હા, હા, સપલશાનું બોલવું વાજબી છે! ચાલો, વેકી જાઓ! એવાં ભલાં કામમાં એમ વામાટામા સારા નહી લાગે!

મેલી—પણ પેહેલાં તું તો ભર, પછી બીજાને કેહે!

સપલ—તે ભરતા હોઈશું તે તારા જેવા મખ્ખીચુસોને પુછવા જતા હોઈશું! (ખડખડ હસેછ).

શીરીન—અરે એવણે તો ભરીઆછ, ભરીઆછ! હવે તમેબી ભરો.

મેલી—અરે મુવો એ ભરતો! (એક તરફ) પાંચ પંદર ભરતાં છાવાનો દમ નીકલી જાએ તેવું આસામી તે

આવાં લીસ્ટમાં કાંઇ ભરી મરતોતો. (શીરીનને) ઠીક છે ત્યારે જોઇએ, એણે કેટલા ભરીયાછ તે તો જોઇએ?

શીરીન—તે એવણે એવણની ગુજાસ મુજબ ભરી-યાછ, પણ તમારાથી કંઇ તેટલાએ છટકાવાનું નથી જો! તમારા નામ પરમાણે તમુને એવણ કરતાં બેવડા ભરવા જોઇએ.

મેલી—જેમ તમે રાજી થશો તેમ કરશું! કંઈ તમારો સુખન પાછો ફેરવાય! (શીરીન લીસ્ટ લેવા જાયછ તેટલાં એક તરફ) છાવાએ પચીસ તો ભરયા હોયજ નહી-ઘણા ભરી મુવો હોશે, ને તેઓ શીરીન દમપર બેઠી હોશે, તો વીસેક ભરી મુવો હોશે-તો તેના બેવડા ચાલીસ, ને તેને ઠેકાણે ઝટ સરખા ૫૦ ભરી દઇને બેહુને ઠંગજ કરી ના-ખીએની! ને એમ પેહેલેજ તડાકે ફાવી ગયા ને એનો વીશ્વાસ બેઠો કે પછી બેડો પાર!

શીરીન—(લીસ્ટ લાવી) લેવો મેલાશા, સપલશાએ જે ભરીઆ હોય તેના ફકત બેવડાજ ભરશો તો બસ.

મેલી—ઠીક છે ઠીક, લીસ્ટ આપો-બેવડા કરતાં પાંચ દસ વધતા ભરૂં ત્યારે તો બસ!

શીરીન— ખરેખર દુલા દીલના ભરનાર તે આવા-ઓને કહીએ! આએ તમેબી ભરંઆની! કલાકવેર માથા દુખણ કરાવોને ચણાના ઝાડપરથી તુટી પડયા!

મેલી—(એક તરફ) હવે તાલ ઠીક બેસેછ હો! એની મેહેરબાની મેળવી લેવાનો જોગ બહુજ સારો છે. બને તેમ સપલીને હલકો પાડવામાંજ આપણી મતલબ સરશે! (શીરીનને) શીરીનબાઇ, (જરા હશીને) જયારે આવા આવાઓબી એવાં ફંડોમાં નાણા ભરવાનું ડોળ ઘાલે ત્યારે પછી હમ સરીખા ખરા ભરનારના ભાવ કોણ પુછે વારૂ? આવા ભુથાચોરો ધરમખાતાંઓની વાતો જાણે શું ને એવાં ફંડોમાં નાણા ભરવાથી મળતા સંતોશની કદર બુજેતે શું?

સપલ—(એક તરફ) તાલ હાથથો જાયછ ખરી! એ છાવો રસપર ચઢયોછ તે હજાર પંદરશો ભરી દેશે તો શીરીનની નજરમાં સરફરાજ થશે ને આપણે તો પાન-સોની ભેથર ભરીને ઓર હીનાયામાં ખપશું! મુવા મોજના કરવાના આવતા! (મેલોને) તું એ લીસ્ટનાં પાના શાના ઉથલાવ્યા કરેછ—ભરતો હોય તો ભરી દેની! બાપ જનમમાં પેહેલવેલો આજે ભરવા નીકળ્યોછ તે વખતે ભરશે ત્યારે તો હજાર પંદરશો, પણ ગડબડ ને ઢામટામ કેટલો કરેછ!

**શીરીન**--વારૂ કંઈ નહી જી, તમે તમારે અમોલા બેસો! મેલાશા, આખું લીસ્ટ ધીરજથી જુઓ ને પછી ભરો!

**મેલી**—એના કરતાં બેવડી બલકે ત્રેવડી રકમ હું ભરી દેવશ તેની એને બેજાલત લાગતી હોશે તેથી એમ મોતનાં હવે અવત્યાં મારેછ! પણ તેની પરવાજ કોણ કરેછ. (શીરીન ખહીઓ કલમ લેવા જાયછ; મેલી લીસ્ટમાં સપલીના નામ સામે પાનસોની રકમ જોઈ હાચું વકાસી ફ્રાળ ખાઈ બોલી ઉઠેછ) દોસ્ત, આએ તારાં નામપર પાનસો છે તે શું તેં ભરયાછ કે અમથાજ!

**સપલ**—અમથા એટલે? ભરવાના તે ભરયા!

**મેલી**—પણ કંઈ વીચાર કીધો? એવડી મોટી રકમ તે કંઈ આપણા જેવાઓએ ભરવાની હોય!

**સપલ**—એ તો ભરાઈ તે ભરાઈ! તારે ગમે તો તું ઓછા ભરની! જબરદસ્તી કોણની છે. (એક તરફ) એ મારા કરતાં ઓછા ભરે તો તો જરાબી ટેકાવ રેહેશે!

**શીરીન**—(મેલીના હાથમાં કલમ આપીને) લેવોની જી, ભરોની મરૂ!

**મેલી**—શીરીનબાઈ, ભરવાની તો કંઈ અડચણ નથી, પણ આએ સપલોએ જરા મુરખાઈ કીધીછ તેનીજ ચીંતા થાયછ!

સપલ—શાની મુરખાઈ કીધી? પાનસો ભરયા તે મુરખાઈ કાધી કે? અરે ઓ હેમક, એવાં ધરમખાતાંઓમાં પાનસોને બદલે પાંચ હજાર ભરચે તો તે થોડા!

શીરીન—ખરીજ વાત તો! એ તમે એમ શું કરતા હોશો મેલાશાહ! સપલશાએ ભરેલી રકમ કરતાં બેવડી તેવડી ભરી દેવા હમણા તો તમે તૈયાર થયાતા ને એકાએક મદઈને એમ શું થઈ આયું!

સપલ—થાય શું! ગજવાના કાણા મુવેલા તેથી! શંડોના નાચ પાછળ ને પોતાનાજ જેવા ખોરોયા ખાંપરયા દોસદારો પાછળ ખરચવા કહ્યું હોય તો ઓએ કુદી પડે ને આવાં સારાં કામોમાં ભરવાની વાત આવી કે ધધરોને જાણે તાપજ ચઢી!

મેલી—તું કાંય અમથો તારો જીવ પટકી મરેછ! હું છેઉં ને શીરીનબાઈ છે-હમે હમારે ગમશે તેમ કરશું?

શીરીન—આએ વાત કંઈ સારી લાગતી નથી, મેલાશા! એમ કુતરાંની પઠી તવલાવ્યા શું કરોછ? ભરતા હોવો તો ભરી દેવોની!

મેલી—(એક તરફ) ફસ્યા તો ખરા, બચ્ચા ચોખ્ખા ફસ્યા. જો સપલી કરતાં ઓછી રકમ ભરાયછ તો બાર

ભાગી જાયછ વાસ્તે કંઈ વધારેજ ભરવા તો જોઈએ. (શીરીનને) ઠીક છે શીરીનબાઈ, જાઓ હું તમારી પરજ મુકુંછ. તમારે ગમે તે ભરો.

સપલ—(એક તરફ) છાવાનો જીવ ચાલીયો હોં! (શીરીનને) હવે ત્યારે ખોટી કાંય થાવોછ—ભરી દેવોની; મારા કરતાં એવડા તેવડા ભરવા કેહેતોતો તે તો બધા રહ્યા. હવે ભરોની, હજારજ ભરોની!

શીરીન—મેલાશા, મારા કરતાં તમે પોતેજ તમારે મુબારક હાથનો આંકડો ભરો તો તે વધારે સારૂં. (તેના હાથમાં લીસ્ટ આપેછ.)

મેલી—લેવોજી, સપલશાના પાનસો છે તો મારા પાનસો ને એક ઉપર.

સપલ—(ખુબ હસીને) શું જીવ ચલાવ્યો જો, આજે આપણે નવી રીતના હીસાબ શીખ્યા કે પાનસોના એવડા પાનસો ને એક!!! મર! મર! નહી આવતું હોય તો કોઈનું ઉછીનું લઇને મર! કોઈ જેવું હોય તો શરમાઇને મરી જાય! બસ, અમથીજ મોહોડે લાફ હાંક જાણી કે! કેમ શીરીનબાઈ, શું ધારયું એમના વીશે?

શીરીન—હવે એમાં ધારયું ને નહી ધારયું! મોહોડેથી કહાડેલાં વચનો કેમ પાલવાં તે હજી એવણ બરાબર શીખ્યા નથી!

મેલી—શીરીનબાઈ, હજીબી તમે તો નાખુશજ કે? અરે આએ માણસ તો લુચ્ચો છે. એણે પાનસો ભરયાછ ખરા પણ એના જીવપર આયું હોશે!

શીરીન—જીવપર આવો કે જાનપર આવો! પણ એવણે ભરયા તો ખરા ને તેગી વળી તમારી પઠે કંઈ મોટી મોટી ડફાંસો હાંકીને નથી ભરયા—તમે જ્યારે આટલી લાફ મારી ત્યારે તો તમુને ઘટતું કે સારીજ રકમ ભરીને એવણને શરમાવવા જોઈતાતા!

મેલી—એમ છે! લેવો ત્યારે મારા સાતસો ને એકાવણ!

સપલ—(એક તરફ હસીને) મુવો! ઠાઆઆર મુવો!

શીરીન—વારૂ ચાલો એટલા તો એટલા. એટલેથી-બી હું ઘણી ખુશી છું.

મેલી—તમુને ખુશી જોઇને હુંબી ઘણો ખુશી થયોછ; તમે ખુશી રહ્યાં એટલે બસ!

**સપલ**—(મેલીની છાતી પર હાથ મુકીને) જોઉં જોઉં! તારી છાતી ધડકેછ કે? અરરરર! બધી છાતી ઉંચકાઈ ઉંચકાઈ જાએછ! (એક તરફ) રખે છાવો ફાળ ખાઈને મરી બરી જાય!

**મેલી**—કેમ બચ્ચા, છેકજ ચાલ્યો કે? (એક તરફ) જબરો ફટકો લાગો હોં, મેલી! પણ હવે એમાંથી સાર શું નીકળેછ તે જોવાનું છે!

**સપલ**—(એક તરફ) આ સત્યાનાસનો ગીયો જ્યારે હોયછ ત્યારે નડતો ને નડતો! તે દહાડેબી તારાના નાચ વખતે પથર મારયો ખીસીઓ નહી ને દોલ ખાટું કરી નાખ્યુંતું ને આજે વળી એને નામની અંહી મોકાણ માંડી. વારૂ જોઊં કંઈ રીતે એ ખરેછ. (મેલી તરફ) દોસ્ત, તેં નીંદાખાનાનો નાટક જોયોછ કે?* હું તો દસ વખત જોઈ આયો, પણ જીવજ ધરાતો નથી! હું તો કેહુંછ કે દરેક માણસે એ ખેલ જાતે જોવો જોઇએછ એટલુંજ નહી,

---

* વખતને મલતી અથવા જે વખતે ખેલ થાય તે વખતે બનેલા અથવા બનતા તેવા લાયક બનાવોને લગતી બાબદો પર આ વાત ચીત ગોઠવવી જોઇશે.

પણ પોતાના કુટુંબ કબીલાને દેખાડવો જોઇએછ! ખરે-ખર જેણે એ ખેલ જોયો નહી તેણે કંઈજ જોયું નહી એમ સમજવું!

મેલી—એમ! ત્યારે તો ખેલ ઘણો નાદર હોવો જોઈએ.

સપલ—તેમ છે ત્યારેજ કેની!

મેલી—પણ તેમાં એટલું બધું સરસ શું છે?

સપલ—એમાં તરેહ કીસમનું સાંભળવાનું છે ને તરેહ વજેનું જોવાનું છે. પેહેલું તો એ કે ગામમાં ચાલતા ખોટા ખરા બુમાટા લોક કેમ લઈ નાસેછ ને રાઈનો પરવત બનાવી નીંદા કરનારાઓ બદગોઈનું બજાર કેવી રીતે ખીલવેછ તેનું ચાનક ભરીઊં ચીત્ર જોવામાં આવેછ.

મેલી—તેમાં શું વળીઊં! બુમાટા ઉડે તેપર લોકો વાત ચલાવે તેમાં જીવ શું?

સપલ—જીવ શું? ઘણુંજ અણઘટતું! ખરી કે ખોટી કોઈની નીંદા કરવા કરતાં કોઈનીબી એબ પર ચાદર ના-ખવી તેજ બેહેતર છે! કેમ શીરીનબાઈ, ખરૂં કેની?

શીરીન—એ તો વીચાર વીચારની વાત છે. (એક તરફ) કેવાં કરતુક યાદ આવેછ! એબના ભરેલાઓનેજ એબપર ચાદર નાખવાની વાત ગમે!

મેલી—વારૂં બીજું આગલ શું છે?

સપલ—ઘરડે ઘડપણ નવજવાન બઈરી કરી લાવનાર બુબખોની કેવી રેવડી થાયછ તેનો બહુજ રમુજી ચીતાર જોવામાં આવેછ!

શીરીન—મુવા ઘરડાઓ ઘેલા થઈ પોતાની વહુ દીકરીની ઉમરની જુવાન બઈરીઓ પરણી લાવેછ તેમની એમ રેવડી ને ફજેતો થતો હોશે તેની રમુજ ખરેખર જોવા લાયક તો ખરી!

સપલ—રમુજ તે કંઈ વળી જેવી તેવી કે! એ કજોડામાં પેલા બુબખ ઘરડાનો આબેહુબ જે રકાસ થાયછ તે બે ઘડી જોવા લાયક થઈ પડેછ!

શીરીન—એ બુધા બુબખોના રકાસની સાથેજ આજના કેટલાક ઇત્તર ને હાથ ઓળતા જુવાનીઆઓના ફજેતા પણ ખુલ્લા કરવા જોઈએછ. હાડકું રોરવી આપ કમાઈથી પોતાનાં ઘર ચલાવવાને બદલે બૈરીના પૈસાપર જીવવાનો જે કેટલાક જુવાનીઆઓ હરામ પેશો લઈ બેઠાછ તેથી એવાં કજોડાં જનમ પામેછ. વાસ્તે ખરેખર જોઈએ તો એવા હરામખાઉ લોભીઆ દુકતાઓના વધારે રકાસ કરવા જોઈએછ.

મેલી—તમારી ચુક છે, શીરીનબાઈ! જુવાનીઆઓનો જરાજે વાંક નથી. તે લોકો જબરદસ્તી થોડી કરવા જાએછ! પરવરવાનો સોદો છે! બુઢાઓ જુવાન બૈરી પરણી આવે તેવાં કજોડાંનો ટોપલો જુવાનીઆઓને માથે નાખ[illegible]છ તેમાં તમારી ખરેખરીજ ભુલ છે!

શીરીન—એ તમે શું બોલોછ, મેલાશા! પરવરવાના સોદા છે એટલે શું? બૈરી કરવી તેને તમે વેચાણ સાટાણના સોદા ગણોછ કે? લગનના પવીતર ગાંઠને બજારમાંના ખરીદીના સોદા સાથે શરખાવોછ કે? આફ્રીન તમારી માટીડાની અક્કલ પર!

મેલી—(હશેછ) હેં હેં હેં! શીરીનબાઈ, તમારાબી વીચ્યાર કંઈ તરેહવાર લાગેછ!

શીરીન—મારા વીચ્યાર તરેહવાર નથી, પણ ઓર તમારાજ છે; જે કજોડાં થાએછ તેની બદનામીનો બધો ટોપલો બૈરી પાસથી પૈસા માગનાર હરામખોર જુવાનીઆઓ પરજ પડવો જોઈએ.

મેલી—અરે પણ કોઈ પુછે! તે બાપડાઓને માથે શાનો પડવો જોઈએ?

**શીરીન**—તે એટલાજ માટે કે પોતાની બેટીઓના લાયક વરો સાથે જ્યારે ઉઠાવ થતા નથી ત્યારેજ બીચારાં ગરીબ માબાપોને આકરાં પડી બુઢા બુબખોની સાથે લાચારીથી પોતાની દીકરીઓ પરણાવવી પડેછ, સમજીઆ મેલાશાહ! વાસ્તે એવાં કજોડાંથી થતા પાપના બોજા ભીખ માગુ જુવાનીઆઓની ગરદન પરજ રેહેવાના ને ફર રેહેવાના!

**મેલી**—(એક તરફ) શું એની જબાં ચાલેછ! (શીરીનને) અલબતાં તમે કેહેવોછ તેમાંબી કંઈ થોડી ઘણી સચ્ચાઈ તો છે ખરી! મગર, બાઇને કેહું કે—

**સપલ**—પણ તે નાટકમાં બીજી જે મઝા છે તે તો કંઈ ઓરજ છે! પેલો રાસકલ બેહેલી ભગત! ખાતાં મુઓ તો ડાહ્યો ડોહરો થઇ અશોઆન અશો પીરાન પીરના જેવો દેખાવ કરો, બીચારી ભોળી ને પાકદામન ઓરતોને હરામ રસ્તે ઉતારવાની હરદમ પેરવી કરતો રેહેછ. નાપાકજાદો એક હાથ પર પરવરદીગાર પરવરદીગાર કરતો રેહેછ ને બીજા હાથપર મરદુમ આજાર કામો કરતો ફરેછ. એવા સફેદ ઠગોને ઉઘાડા પાડવાનું જે ચોકઠું રચવામાં આવેલુંછે તે જેમ રમુજથી ભરપુર છે, તેમજ એવા નીચ પાપી ચંડાલોપર ફીટકાર વરસાવવા જેવું છે.

**મેલી**—લ્યાનત પડજો એવા પાપી અધમોપર!

**સપલ**—અરે એવા પાપીઓનાં તો નાક કાન કાપી ગધેડે બેસાડી ગામ આખામાં ફેરવવા જોઇએ!

**શીરીન**—એટલુંજ નહી, પણ એવા મુજીઓને તો કોહેલાં ઇંડાંનો ને છાણનો માર મારવો જોઇએ! કે તેથી તેવા મુવાઓને લ પેશે!

**મેલી**—શીરીનબાઈ, તમારૂં બોલવું તદન રાસ્ત ને બરહક છે.

**શીરીન**—(એક તરફ) ખરા શોખ ને નફ્ટો તે આવા-ઓનેજ કહીએ! પોતે લ્યાનતના પુરા બીજાઓપર લ્યાનત નાખવા નીકલીઆછ! મુવારે તમે! (પેલાઓને) મને તો એમબી કંઈ લાગેછ કે એવાં પાપી ચંડાલ કરતુકો કરના-રાઓને ખાસડે ખાસડે મારી તેમને કપાળે તાતવેલા તવે-થાના ડામ દઈ પોતાના ઘરમાંથી હાંકી કહાડવા જોઇએ! અથવા તો એવા મુવા (બંધો જણ તરફ હાથ દેખાડતી જઈ) ઉઘાડે ડોળેનાઓને તો કકરતાં ગરમ પાણીની ખલ-ખલતી દેગમાં ઊંદરોની માફક બચકોરાં ખવરાવ્યાં હોય તોબી પાપ નહી લાગે!

સપલ—(એક તરફ) સંભાળજે બચ્ચા સપલી! રખે રાંડ કંઈ એવાં ચેડાં તારી સાથે કાહાડે!

મેલી—(એક તરફ) બચ્ચા મેલી, રખે એવી કોઈ રીતે આજે તારોજ ઘાટ ઘડાઈ જાએ!

શીરીન—કેમ શું ધારયું! મારી કંઈ ચુક હોય તો કેહેજો હોં!

સપલ—બેશક! બેશક! (મેલીની તરફ) પણ કેમ હવે, તે નાટક જોવાનો કંઈ વીચાર થાયછ કે આએજ બકબકારો?

મેલી—ખેલમાં એટલું બધું જ્યારે જોવાનું છે, ત્યારે તો ખચીત જોઈ આવવો જોઈએ. એ ખેલ પાછો ક્યારે થવાનો છે વારૂ?

સપલ—આજેજ! ને તે છેલ્લીવારજ છે. ફરીથી થવાનોજ નથી.

મેલી—નહી, નહી હું ધારૂંછ કે ફરીથી થશે ખરો! આજે તો આએ બધી મઝા મુકીને જવાએ કેમ? જોઈશું ફરીથી થશે ત્યારે ખચીત જોઈતો આવશુંજ.

સપલ—તું ઘણી ભુલ કરેછ હોં, દોસ્ત! પકે પાયે મને ખબર મળીછ કે એ ખેલ ફરી થનાર નથી; બીજો

નવો ખેલ તૈયાર કીધોછ તે હવે તેજ મુકનાર છે; ને તે સાથે દોસ્ત જોવાની જે મઝા છે તે હમણા હમણાજ છે. પછી વરસ છ મહીને પાછો મુકસે ત્યારે તેની ૧૪ આના મઝા તુટી જવાની. નવા સવાની ઉલટ ઓરજ હોયછ!

મેલી—(એક તરફ) જો છાવાએ દાવ માડયોછ તે. એ મને અહીંથી ખેરવવાના અવતીઆં મારેછ, પણ છાવો જાણતો નથી કે હું એને માથેનો છેઊં. (સપલીને) એમ ત્યારે આજનો આજજ જોવો જોઇએ! પછવાડેથી જોએલો નહીજ ચાલે? ફરીથી થતાં ખુબીમાં ૧૪ આના ઘટીજ જશે?

સપલ—તે વાતજ તાંહાં છેની! એ તો જોણે એ ખેલ નજરે જોયો હોય તેનેજ તેની ખુબી દેખાય! તું આટલા પરથીજ એ ખેલની ખુબીનો વીચાર કરની કે આટલી બધો વખત એ ખેલ થયો તોબી કીડીની પખી લોક તવરી જાએછ, ને દર વખતે સેંકડો લોક નાશીપાસ થઈ પાછું ફરેછ!

મેલી—શું યાર દોસ્ત, તેં અમથું મારૂં મન ચરવચર કીધું! નથી મન અહીઆં ઠરતું કે નથો જવા ગમતું! આ મઝા ખોંઊં કે તે મઝા જતી મુકું તેના અંદેશામાં નકામો નાખીઓછ!

સપલ—(એક તરફ) છાવાનું મન કંઈ પગલેછ ખરૂં! હજી જરા વધારે ઉલકાઊં તો ખરો! (તેની તરફ જરા હ-શીને) તુંબી કહેછ તે વાત તો ખરી છે હોં! જીવ ડંડો-લમાં પડયો હોશે ખરો? પણ તારી જગાપર જો હું હોઊં દોસ્ત, તો બીજી હજારો મોજ પડતી મુકીને જાઊં ને ફુર જાઊં! અહીં તો વળી આજે નહી તો કાલે પાછું આવી શકાશે, આએ તો રોજનું આપણું ઘેર છેજ, પણ નાટક જોવાની તક પછી મલવાની નથી! જો જવાનું મન હોય તો ખોટો ના થા! નવ વાગી ગીઆ તો પછી જગા મલવાની નથી ને શીરૂઆતથી ખેલ નહી જોયો તો પછી ઝાઝી મઝા પડવાની નથી.

મેલી—નહી દોસ્ત, આજે તો માહીજ વાળું. (ઘડી-આલ જોઈને) લગભગ નવનો અમલ તો થયો. હજી જમવાનો છેઊં. વખત નીકલી જાએ ને વખતે સારી જગા મલી ન મલી તો ફેરો હરામ! (એક તરફ) છાવાનું કોહું ભોપ! કાંહાં લુહાડ વારે સોય વેચવા આયોછ!

સપલ—(નાસીપાસ થઈ—એક તરફ) બડો લફંગો! આટલો ઉલકાવ્યો પણ કંઈ વલ્યું નહી! એ તો નાપાક પીડા પગે વળગી રહોછ. (તેની તરફ) વારૂં ગાગો જોમ

તો એમ! હુંમેશાં એમજ થાયછે કે બે તરફ કંઈ સારૂં રૂડું હોયછ ત્યારે કાંહાં જવું ને કાંહાં નહી તેનો અંદેશો થાયછ ખરો! (એક તરફ) નાપાક પત્યો હતે તો બધી જંજાલ મટતે. હવે વળી આવી જોગવાઈ કે દહાડે મલવાની હતી!

મેલી—લે ચાલ દીકરી, જરા પેલો ભોણાંનો કંડગો છે તે છોડ. ચાલ હાથો હાથ લાગી જઈએ! (એક તરફ) એ તો મને ખેરવો રહેયો! પણ જોઊં કંઈ તાલથી એ ખરેછ! (સપલી ટેબલ આગલ જાયછ તેને) અરે સપલી, સપલી, ત્યારની મને યાદ નહી આવી; આપણે કંઈ એટલા બધા ટાહેલામાં પડીઆ કે પુછતાં પુછતાં વીસરીજ ગયો. તારા નાનજી શેઠના ઘરમાં કોઈ આજારી છે કે શું?

સપલ—(જરા ઘભરાયા જેવું કરીને) હા, કાંય, કાંય! તેવણનાં બીચારાં નેક બખ્ત ધણીઆણી ઘણાંજ શીક છે. હવા ફેરફાર કરવા માથેરાન સઉ લઈ ગીઆતા!

મેલી—(જરા ચીંતાતુર ડોકું ધુણાવી) હં! ત્યારે કંઈ કામ વધયું હોય ખરૂં! હું સાંજના આવતોતો ત્યારે તેવણના છોકરાને એક દાકતર સાથ દોડતી ગાડીએ જતો જોયો તેથી મને કંઈ વેહેમજ પડયો તો!

સપલ—(ઇંતેજારીથી) દાકટર કોણ હતો વારૂ? ને કાંહાં જતાતા?

મેલી—બલાંના જેવો દાકટર હતો, ને મેદાનને માટે રસ્તે થઈ ક્વીનસ રોડપર જતા જોયા.

સપલ—તેવણનો દાકટર તો કુક છે. ત્યારે કોઈ બીજાને તમે જોયો હશે.

મેલી—નહીરે નહી, નાનજી શેઠના છોકરાને તો મેં નજરો નજર જોયો. સાહેબ સલામ થઈ. વખતે કંઈ વધારે અકરાટ હોય ને કુક મળયો ન હોય તો બલાંને લઇ જવાનો જરૂરબી પડી હોય! તે કરતાં દાકટર પર મારો બરાબર નજર પડી નથી. વખતે કુકબી હોય! ખુદા સારૂં કરે. બીચારાં ધણી ધણીઆણી બંધે અશો આદમી છે! ખુદા તેમનું જોડું સલામત રાખે! એ બાઇને વીશે તો કેહેછ કે ઘણાંજ દુલા દીલનાં ને ખેરાત કરવામાં મોટાં મનનાં છે. લોકો જન મોહોડે તારીફ કરેછ!

સપલ—તારો બોલેબોલ ખરો છે. બાઈની શી તારીફ કરૂં! એ નેકનામનો બીજો ઉમદા ખવાસ એ છે કે કેટલીક ખેરાતી ને ધરમ જે કરે તે કોઇને જાણવાજ દે નહી! પેલા કેટલાક ઈત્તરના હાલ્લાં સો બસોના ધરમ કરી

ગામે ગામ ને છાપે છાપે ઢોંઢી પીટાવે તેવું કામ એ લો-કોનું નથી. ખુદા એઓની મુશકેલ આશાન કરે ને બો-ચારાંનાં બચાંઓનાં મોહડાં હસ્તાં રાખે! જો જમવાનો દ.ખ1 નહી થયો હોતે તો ઉભો ઉભો જરા ફેરો મારી આવતે! આએ તો હવે જીવ ઉચાટ પડયો!

મેલી—નહી, નહી, દોસ્ત, ત્યારે એમ ના કર, કંઈ નહી બે ઘડી પછી મોડેથી જમીશું; જા જા, જઈ તો આવ. જરા ખબર તો પડે. જયારે તારો જીવ તાંહાં ભ-રાયોછ ને અંહી તારૂં મન ઉચાટ પડયુંછ ત્યારે તું અહીં રહેલોબી સરખો ને નહી રહેલોબી સરખો. વાસ્તે જા જા, વેહેલો કે જઈને આવ.

સપલ—(એક તરફ) જો છાવો ચોરને ઘેર ચોર પરાણો ઉતરેછ તે! નાનજી શેઠ તો છોકરાંને લઈને ગઈ કાલેજ મામલેસર ગીયાછ, તેની તો છાવાને ખબરબી નથી. (તેની તરફ) દોસ્ત, હવે છેક અત્યારે જવાને ઠીક લાગતું નહી. રાઉના ઘરમાં જમવા ખાવાનો વખત, તે મોહડે તો નહી બોલે, પણ મનમાં સમજે કે ખામુખા ખાધાને વખતે ખબર લેવાને બહાને આયો તે જરા ગોજનું લાગે!

મેલી—(જરા ગંભીરાઈનું ડોળ ઘાલીને) અરે ભલા આદમી, એવો નાદાની ભરેલો વીચાર શું કરેછ? તું વળી તાંહાં કેદારે ખાતો જમતો નથી કે તારે વાસ્તે તેમને એવા હલકા વીચાર આવે! એ શેઠની તારાપર આટલી બધી મેહેરબાની-તેમની દોલતે તું પાંચ પૈસા ખાટતો ને ખાટતો રહેછ, સાથે નેકબખત બાઈ જ્યારે હોય ત્યારે તારાં ઓવારયાં પાણી પીએ. એ બધાંનો જ્યારે મને વીચાર આવેછ ત્યારે મને એવું લાગેછ કે તારી જગાપર જો હું હોઉ, દોસ્ત, તો બીજી હજારો મોજ પડતી મુકીને જાઉં ને ફુર જાઉં! અહીં તો વળી આજે નહી ને કાલે પાછું આવી શકાશે, આએ તો રોજનું આપણું ઘેર છેજ, પણ આ આજારી માણસને જોવા જવાની તક પાછી મલનાર નથી! તે કરતાં તું તાંહાં આજે ખાતો ના. અહી આવીનેજ ખાજે!

સપલ—(એક તરફ) છાવાએ તાલ તો ઠીક લગાવીછ હો! મારાં હાડકાં પાંસરાં પાછાં મારેજ ગળે ઓળવવા માંગેછ! (તેની તરફ) દોસ્ત, તું બધું કેહેછ તે ખરૂં, પણ મને ફોંસ કરીને જમવા બેસાડયા વગર રેહેજ નહી; તે કરતાં મારા ગયાથી કંઈ અરથ તો સરવાનો નથી!

ખરા જેવા તો તાંહાં ઘણા પડેલા હોશેજ! સવારના પોહો-રમાં ઉઠતાંને વાર રપાટો મારી આવશ, તું જો તો ખરો!

મેલી—(એક તરફ) મુઓ તું રપાટાનો મારતો! ના-પાક ખરોજ છુ છે. મેલાંની પઠે વળગયોચ તે ફીટતાં ફીટતો નથી! ખેર! ત્યારે પેલી કેહેવત પ્રમાણે સમરે નહી તેને વેઠવું, તેમ હવે તો એ જેવો છે તેવોજ વેઠી ચાલ-વામાં વખતે મતલબ સરશે. (તેની તરફ) લે ચાલ, ત્યારે ખરચા-ટેબલ બીછાવ, ને જરા છાંટો પાણી કહાડ કે જરા જરા ઠોકીને "જાલીફીકેશન" કરીએ!

શીરીન—(જાણે અણજાણો થઈને) હા, હા, શું અમથા ત્યારના ટાહેલાં કરોછ, ચાલો-ટેબલ બેબલ સહુ તૈયાર છે. આ રકાબીઓબી મેં લાવી મુકીછ.

મેલી—(સપલને) દીકરી, ટેબલપર દીશો ગોઠવે તેમાં જરા અક્કલ વાપરજે હાં. (સપલ ટેબલ કરવાપર ગુતાય તેટલાં શીરીનને હરૂસે) તમે મને એટલાં તો ગમોછ કે જાણે એએ તમારી પરથી બધો ઓવરાઈ પોવરાઈ જાઉં!

શીરીન—એ તમે કંઈ ઘેલા બેલા થયાછ કે શું?

મેલી—લે, હજી તો પુછેછ! સાત પાણીએ ઘોયલો ઘેલો થયોછ!

શીરીન—બસ કરો, જરા કંઈ હોશ પકડો!

સપલ—(કંઈક વાત સંભળાયાથી ટેબલ કરવાની મુકી શીરીનની બાજુમાં આવી) એ પેલો મેલી તમુને શું કેહેછ? કંઈ કેહે તે માનતાં બાનતાં ના હોં! જાતનું માણસ છે લુચ્ચું!

શીરીન—(એક તરફ) જો આએ દીવાની જાત જેવું ચોખ્ખું માણસ બોલ્યું તે! (તેની તરફ ફરીને) નહી, નહી, તેવણ તો એમ કેહેછ કે સપલશા કેવો ભલો દોસ્ત છે, કે બીચારો આપણી મેનીજ કરેછ, ને આપુનેબી ઘટેછ કે એનીબી ખાતરદારી રાખવી જોઈએ.

સપલ—ઓઅહ! ત્યારે તો બધું ઠીકજ છે! એબી માણસ છે તો સારૂં! કંઈ નહી, જે કેહે તે કરજો, કરજો.

શીરીન—(ટેબલ આગલ જઈ) ચાલો, બધું તૈયાર થયું. પણ છરી કાંટા નથી, તે હુ પાસેના ઓરડામાંથી લેતી આઉં ને કાફીનીબી તૈયારી કરતી આઉં.

સપલ—પણ એ બધી તસદી તમે ના લેવો. ચાકરને તેડોની.

શીરીન—મેં ચાકરોનેબી આજે રજા આપી સરકસ જોવા મોકલ્યાછ.

[શીરીન જાયછ. મેલી તેની પાછલ જવા કરેછ, તેને જતો અટકાવી

સપલ—મેલી, ખરેખર, ખુબસુરત નાર તે આવીનેજ કહીએ! શું એની ખુબસુરતી ને નાજુકી! શું એનો લેહેકો ને શું એનો મરોડ! શું એની અદા!

મેલી—(તેની બલાંથમાંથી પોતાનો હાથ છોડવીને) એ તું બકેછ શું, ગધ્ધા? (જવા માંડેછ.

સપલ—(તેનો હાથ પાછો ખેંચી ઉભો રાખી) વારૂ દોસ્ત, જરા ઉભો તો રેહે, મારે તુને એક વાત કહેવીછ.

[તે જવા માંડેછ તેનો હાથ ખેંચી અટકાવેછ.

મેલી—પણ કેહેની, શું વાત છે તે.

સપલ—તે વાત એ છે કે શીરીનના સંબંધમાં એક ઘણાંજ અગતનાં કામમાં મને તારી મદદ જોઈએછ, દોસ્ત.

મેલી—શીરીનના સંબંધમાં ને તે પણ વળી એક ઘણાં અગતનાં કામમાં હું તુને મદદ કરૂં?

સપલ— હા, દોસ્ત! ને તું યાદ રાખજે કે તારો જે ઉપકાર થશે તેનો ગુણ હું કદી ભુલશ નહી.

મેલી—મને લાગેછ, સપલ, કે બચ્ચા તારૂં કંઈ નરીઉં જરા ખીસીઊંછ?

સપલ—એટલે?

મેલી—એ એટલે! એટલે! ભલા આદમી, મેં તો તારાપર કેટલી બધી આશા બાંધેલી!

સપલ—મારાપર આશા બાંધેલી!

મેલી—અલબતાં, તારી ખાએશ જો મને રાજી રાખવાની ને તારે વીશે મારૂં જે ઊંચું મત છે તે કાયમ રખાવવાની બલકે તે ઊચાં મતમાં વધારો કરાવવાની તારી મરજી હોય, તો એ કામ તારે હાથ પાર ઉતરે.

સપલ—તું શું ત્યારે એની મોહોબતમાં પડયોછ?

મેલી—ખરેખર! ખચીત!

સપલ—પણ તારા કરતાં હજાર દરજજે વધારે હું તેના પર મોહી ફીટેલો છું.

મેલી—સપલ, જરા વીચારીને કંઈ બોલ! બચા પારાવાળાબો અસ્વારમાં કે? તુંબી મોહોબત કરવામાં કે? જો તું એમ અમથી હુજત લઈ બેસી આડો આવશે તો વખતે કંઈ ભારી પડશે.

સપલ—મેલી, હું તુને સાફ કહુંછ કે તું જો કંઈ એવી ખોટી એંટ પકડી બેસીને મારાં કામમાં ખલલ બલલ કરશે તો તુને બેવડું ભારી પડશે.

શીરીન—(અંદરથી બોલતી બોલતી) ચાલો, હવે બધું તૈયાર થયું.

મેલી—જો પેલી આવેછ; હવે મુગો રહીજા.

શીરીન—ચાલશો, શેઠીઆઓ, ટેબલ તૈયાર છે.

બંધો—હા, ચાલોજી.

સપલ—(એક તરફ) આએ છાવાપર આજે ખુબ નજર રાખવી પડશે હો!

મેલી—(એક તરફ) બચા સપલી, તું ધારતો હશે કે મેલીના મનમાં કંઈ હોશે નહી, પણ બચ્ચાજી, આણીગમ હુંબી છેઊ-તારી જુ થઈને તારી પુઠે લાગેલો છું. આજે તારી પરથી નજર ખીસાડું ત્યારે કેની?

સપલ—મેલી, મને તારો હાથ આપ જોઊ! ડીયર, આજે હું તારો ઘણો-ઘણોજ ઉપકાર માનુંછ.

મેલી—એ એને એકાએક એમ શું ફાંટો આયો? એ મારો ઉપકાર શાનો માનવા નીકળ્યોછ?

શીરીન—ઉપકાર શાનો? આએ આવું મઝાનું ખાવાનું તમે લાયા ને એવણને સાથે જમવા કહયું તેથી એવણ ઉપકાર માનેછ.

મેલી—ના, ના; પ્યારાં શીરીનબાઈ, આએ બધી ન્યામત ચોજો સારૂ તમારો ઉપકાર માનવો જોઈએ. તમારા પગની પુણાઈનાં એ બધાં સારાં વાણાં છે.

શીરીન—નહીજી, ખરેખર ઉપકાર તમારોજ થયોછ; ને તેથી તમારોજ માનવો ઘટે.

સપલ—અરે ભાઈ ચાલો—અંહીઆં નાક સુકાઓછ ને એ બધી પંચાતી કાંહાં લઈ બેઠાછ—તમારૂંબી રહીઊ—ને તમારૂંબી રહીઊ. તમારો બંધેનો ઉપકાર થયો—મારાં વહાલાં બાઇ શાહેબ શીરીનબાઈ, તમારો—તેમજ મારા જાની દોસ્ત મેલી—તમ બંધેનો ઘણો—ઘણોજ ઉપકાર થયોછ.

(ટેબલ તરફ ચાલવા માંડેછ.

મેલી—(એક તરફ) કેથો ભમરડોજ છે હો!

(ટેબલપર પોતાના જમના હાથપર સપલ ને ડાબા હાથપર મેલીને બેસાડી શીરીન વચ્ચે બેસેછ.

શીરીન—આપણો આ મેલાવડો છે તો ન્હાનો, પણ કેવો ખુશાલી ભરયો લાગેછ, એક એકને જોઈને જીવ કેવો ખુશ થાયછ!

સપલ—(એક તરફ) એ બધું બોલેછ ભરમમાં, પણ વાત છે બધી બંદાને વાસ્તેજ!

મેલી—(એક તરફ) પેલો ધામટ અમથો મનમાં મલકાતો હોશે હો! કે મારે વાસ્તે બોલેછ, પણ એનું બોલવું બધું બંદાનેજ લાગુ પડેછ! અં હં!

શીરીન—શેઠીઆઓ, હાથો હાથ કામે લાગી જાઓ.

સપલ—હું પેહલવેલી એક સલામતી ચાહુંછ—"આએ સલામતી આપણી આ પરીચેહેર શીરીનની ચાહુંછ!"

મેલી—ઘણીજ નેક સલામતી! લેવો આ પરીચેહેર શીરીનની સલામતી. (એક તરફ) છાવો ઉતાવળ કરીને ફાવી ગયો ખરો.

(શરાબ નમાએછ તેટલાં દરવાજો ઠોકાયછ.

શીરીન—(લગાર ચોંકીને) સબર કરો, યારો, રાત પડી બારણું કોણ ઠોકતું હશે?

સપલ—આવી કફોડી વખતે તે કોઇને આવવાની જરૂર શી?

મેલી—કેટલું કંટાળા ભરેલું! ઠોકવા દેવો-ઠોકી ઠોકીને થાકશે, ત્યારે આપોઆપ પાછો જશે. ને એમ ધક્કેલો પડશે ત્યારેજ તેની સુધ ઊઘડશે કે એમ કવખતે કોઇને ઘેર જવાએ નહી.

શીરીન—(તેમના તરફ એશારા દેખાડી) બરાબર છે! એમ ધકેલા પડશે ત્યારેજ શુધ ઉઘડશે કે એમ કુવખતે કોઇને ઘેર જવાએ નહી!

સોલ—(બહારથીજ) પ્યારી સીલા, બારણું ઉઘાડો—એ તો હું છેઊ.

શીરીન—(ગભરાઈ હોય તેમ) અરરર! એ તો મારા વર આયા! સત્યાનાશ! હું તો દુન્યાથી ઉખડી! ખાનુ ખરાબ! હું મુઈ!

સપલ—અરરર! હજી મ-મ-મ-મારૂં મ-મ-મ-મોત આયું હતે તો પ-પ-પ-પરવડતે!

મેલી—અરરર! હું તો જાણે મુવું મુરદુંજ થઈ ગીયોછ! અરરર! આએ શું થઈ ગયું!

શીરીન—પણ હવે કેમ કરયે! અરે યારો ખોદાવાસ્તે કેથે ભરાઈ જાઓ! (દોડાદોડ—અહીંથી તહીં ભરાવા માટે.)

મેલી—બ-બ-બ-બોલવાનું સ-સ-સ-સેહેલું છે, પ-પ-પ-પણ ભ-ભ-ભ-ભરાઈ જ-જ-જ-ઇએ કાંહાં? મ-મ-મ-મારા કાંહાં ભ-ભ-ભ-ભોગ લાગા કે હું અહીં આયો!

શીરીન—(આકરી ઘાભરી દોડતી દોડતી) ભોગની વાત તો હજી આગલ છે! ઘભરાએછ શું! (મેલીને) બહાર નીકળવાનો અહીંથી તો બીજો રસ્તોજ નથી; (એક ઓરડી દેખાડી) અરે આએ ઓરડીમાં ભરાઈ જાઓ-વેહેલા થાઓરે! મારા તો હોશ કોશ ઉડી ગીઆછ! (મોટે સાદે) અરે આવીજી! સોલી શેઠ આવી. (પેલાઓને) અંદર મુગા મુગા મરી રેહેજો હોં! નહી તો કુટંબોજ થયો એમ સમજજો. (જવા માંડેછ.

સપલ—(બહાર નીકળી) અરે સીટ સોટ—આએ જો—વ-વ-વ-વખતે ત-ત-ત-તમારો વર ઘણો ગુ-ગુ-ગુ-ગુસ્સે બુ-બુ-બુ-બુસ્સે થશે તો?

શીરીન—તે તો હવે જે થવાનું હોય તે થાએ! તમે તમારે અંદર મરી રેહેવોની! મારીથી બનશે તેમ કરીને તમુને બચાવી લેવશ! હાલ તો અંદર ભરાઈ જાઓ.

(જવા માંડેછ.

મેલી—(બહાર દોડી આવી) શી-શી-શી-શીરીનમાઓ શીરીન મ-મ-મ-માઓ! જ-જ-જ-જરા જુઓ તો!

શીરીન—(એક તરફ) હવે શીરીન માઓ થઈ હું! બળ્યાં તમારાં જીવતર! લ્યાનત તમારી જીંદગી પર! (મેલીને) શું કેહેવોછ બાપુ! પેલો માટીડો બહાર ઉભોછ તે અંદર આવતાં ભોરવાયો ભુત થશે. હવે તમે મરોછ કે નહી અંદર! કે હવે કહુરાંઉ તમારો બેહુનો ઘાણ! મુવાઓ, તમે આવતા મરે! તમે આવી નહી મરતે તો આઓ ફજેતો નહી થતે.

(શીરીન દરવાજો ઉઘાડી સોલ સાથ દાખલ થાયછ.

સોલ—(અંદર દાખલ થતાંજ ઘણા ગુસ્સા ભર) એ આઓ તે શું? પોતાના ખાવીંદને એમ કલાકના કલાક સુધી બહાર ઉભો રાખી મુકવો અટલે શું રે? અં હં!!

શીરીન—(ઘભરાઈ હોય તેવે સાદે) સો-સો-સો-સોલી શેઠ એમ તમે ગુસ્સે શું થાવોછ? તમે એટલા જ-જ-જ-જલદી ઘ-ઘ-ઘ-ઘરમાં આવશો એમ હું કંઈ જાણતીતી વારૂ?

સપલ—(ઓરડીની સ્ટેજ સામેની બારીમાંથી ડોકું કાહાડીને) જોયું કે બોચારી કેવી ફગસાઈ ગઈછ તે!

મેલી—ખરેખર બીચારીના બાર વાગેછ હોં! જોયું! એ બધી મોહોકાણ તારી!

સોલ—જાણતી હોય કે નહી, પણ ઘરનો ધણી આવે ત્યારે બારણું ઉઘાહતાં એટલી વાર કેમ લાગવી જોઈએ?

શીરીન—(અસારતથી ઓરડી દેખાડી હલુસે) પેલાં કાળાં મેંઢાં એમાં ગોંધાયલાં છે. ને પેલાં લેડી રેએવાળાં લીસ્ટમાં ૧૨૫૦) ભરાવી લીધાછ હોં! (મોટેથી) તે, જી, હું કંઈ જરા પાસેના ઓરડામાં ગીએલી તે બારણું ઠોકાયાનો સાદ સંભળાયો નહી, નહી તો એમ વારજ લાગે શાનો?

સોલ—(શીરીનને હરૂસે) એમ કે? મારવાડીઓબી ચીરાયા ખરા કે? બાપ જનમમાં કોઈ લીસ્ટમાં સાડી બારસો પૈ ભરેલી નહી, તેબી સપડાયા ખરા! (મોટેથી) ઠીક છે, ઠીક! કંઈ ચેન ચાળા સારા દેખાતા નથી! જોઈશું શું થાયછ તે! સઘળું વાજતું ગાજતું માંડવે આવશે ત્યારે આપો આપ બધું જણાશે.

સપલ—પેલાનો કાંદો ખુબ ખોલયોછ હોં! રખે કંઈ નવું જુનું થાય!

શીરીન—જી, તમે તો આજે નાટકમાં સીધારનાર હતાનો?

સોલ—(જરા તોરમાંજ) હા, હું જનાર હતો ખરો, પણ તેટલાં મારાં મનમાં કંઈ એમજ આયું કે આજે એકદમ બસ ઘેરજ જવું, તેથી ઘેર આયો. (ખુબ ગુસ્સામાં ને મોટે સાદે) આજે નાટકમાં નથી જવાનો! શું કેહેછ?

સપલ—મોહોકાણ વળી ત્યારે તો! (ઊંડો અવાજ).

સોલ—આએ શાનો અવાજ આયો? સબુર તો!

શીરીન—શાનો જી? મને કંઈ સંભળાયું નથી જી. વખતે બીલાડાં કંઈ ખબેરૂ કરતાં હોશે! (બેઉને હસવું તો ઘણું આવેછ પણ જેમ તેમ તે દાબી નાખેછ.)

સોલ—લાવ ત્યારે તો, પેલું ડીંગોલું! નાપાકોને મારીજ કહાડીએ! એમ રોજ રોજ કંટાળો આપેછ તે એકું વખત એકુંને છકડ લાગશે તો ફરીથી ઓરડીમાં ભરાશેજ નહી! (સોલ ડીંગોળાંની શોધ કરતો ફરેછ-શીરીન તેને અટકાવતી રેહેછ ને હાત! ધુત! કરી જાણે બીલાડાંને હાંકી કહાડતી હોય તેમ કરી, થોડે વારે બોલેછ કે "લેવો હવે તો જતાં રહેયાં!")

મેલી—(સપલને) બચ્ચા, કંઈ ચું કે ચાં કીધું તો મુવોજ છુટો જો!

સપલ—અરે અહીં તો દમ સાસજ બંધ થઈ ગીયોછ ને!

શીરીન—(હરૂસે) અરે મુગા મરી રેહવોની! નહી તો બધો કચર ઘાણ નીકલી જશે!

સોલ—(ટેબલ જોઈને) ઓ હો! આએ ન્યામત ખાનાનો સુફ્રો મંડાયોછ, તેપરથી એવું જણાયછ કે આજની મારી ગેરહાજરી તમુને કંઈ અણગમતી નહી હતી! શું મઝાનું ખાનું છે!

સપલ—આએ જોઈ તારી મોહકાણ! તું ખાવાનું લાવી મરે નહી તો આએ વળી નવી ધાર આવે નહી! ચોઘડયું કંઈ સારૂં લાગતું નથી!

મેલી—મરી રેહની મુગો! આગ લગાડની તારાં ચોઘડયાંને! નહી તો ચોઘડોજ આડું નીકળી જશે!

શીરીન—ણા જી, જુઓની જી! એ-એ-એ તો કેની! કે હું કે જી!

સોલ—હા, હા, તેજ તેજ! એ એમ લઈ કરીને ને છે તે કરીને શું? સમજ્યુંછ, સમજ્યુંછ, કંઇ બચ્ચું નથી! રોરટ મટન ને મરઘી! ઓહો! આએ તો ચીકીન પઈ દેખું! આએ તો આઈસ્ટરના પેટીસ! પેસ્તરો ને સાથે વળી સુતરફેણી, બરફી ને હલવો! શાબાશ! કંઈ અમથુંજ આટલું જેટલુંજ જમતાં દેખું!

શીરીન—જુઓની જી, તમે આજે ઘેરમાં વત્તા હતા, તે મેં પાસેવાળી આપણી બે સહીઓને સાથે જમવા તેડીતી.

સોલ—કોણને? આપણી નાજુને?

મેલી—તે તો મારી બૈરી!

શીરીન—હાજી, તેવણને તથા પીલાંમાએને કરીને તેડયાંછ.

સપલ—એ વળી મારી બૈરીનું નામ અડાવી દીધુંછ હોં! તાલ તો ઠીક લગાવીછ—આપણે બદલે આપણી બૈરીઓનાં નામ ઠોકી બેસાડયાંછ!

સોલ—એમ છે જાન? તેં બે સહીઓને નોતરીછ? આએ વાત સાંભળી હું ખરેજ ઘણો ખુશ થયોછ, મારી પ્યારી. તેઓ આવશે કયારે? ત્યારે તો તેમને જલદી તેડાવની!

શીરીન—હું પોતેજ જઈને તેડી લાઊંછ.

સોલ—વાર લાગશે તો ખાનું ઠંડું પડી જશે.

શીરીન—નહીરે જી, હું આએ નરતકી પાછી આઊંછ-(જતાં જતાં આસતે) હું તેમનેબી એવી તો ભણાવીને તૈયાર કરી લાઊંછ કે આએ બધા રકાસમાં તેઓબી કામ લાગે.

સોલ—હા, હા, વેહેલી આવ, જાન!

(શીરીન જાયછે–સોલ એક બીજી રકાબી ને
છરી કાંટો લાવી ટેબલપર ગોઠવેછે.

મેલી—મારી ખાતરી છે કે મારી નાજુ કંઈ એમ આવે બાવે નહી.

સપલ—મારી પીલાંબી આવવાની નથી, તે તો બીચારી ઉલટી ઘરમાં મારી વાટ જોયા કરતી હોશે. (જરા અફસોસ ખાઈને) તે બીચારીને થોડીજ ખબર હોશે કે હું અંહી ગંધાખાનામાં પડયોછ!

મેલી—પણ જો કોઈ આયું નહી તો ભરમ ફુટી જઈ બીચારી શીરીનના પુરેપુરા બાર વાગી જશે! બેમાંથી એકબી આવે તો સારૂં.

સોલ—ચાલો, ત્રણ ને બદલે ચાર જણની ગોઠવણ થઈ. સેવક (જગા દેખાડી) આ ઠેકાણે નાજુ ને પીલાંની વચ્ચે બીરાજશો, અને મારી સીલા સાંબે બેસશો.

મેલી—છાવો કંઈ ચેત્યો બેત્યો હોય એમ લાગતું નથી હોં!

સોલ—આજે જીવને કંઈ ચેન પડતું નથી! હું એકાએક ઘેર આયો તેથી મારી બૈરી કંઈ ફુગલાયલી ને

અકરાએલી ગભરાયલી જેવી લાગતીતી ખરી! (પોતાની પીસ્ટોલો લઇને તેમાં ગોલીઓ ભરેછ.)

સપલ—અરે, પણ એના હાથમાં શું છે? એ કરેછ શું?

મેલી—શું કરેછ તે કંઈ દેખાતું નથી, સબર કર આએ વાટે જરા ચીમાઈને જોઉછ. (જોઇને અભતેછ) અરે એ તો છાવો પીસ્તોલ ભરેછ!

સપલ—ત્યારે તો છાવાએ આપણને જોયા ખરા!

મેલી—ચુપ! ચુપ!

સોલ—(પેલાઓને સંભળાવવા) મારી બૈરીને એમ અકરાયલી ગભરાયલી જોતાં મારાં મનમાં લાગું ખરૂ કે વખતે એણે કંઈ નવાં લખ્ખણ પકડયાં હોય! પણ સબર, સબર, એમ બનેજ નહી. મારી સીલી મને ખરાં જીગરથી ચાહેછ તે તો હું સારો પેઠે જાણુંછ. તેમજ તેબી આટલું તો જાણેછ કે તેવું કોઈ માણસ એમ ચેરાં ચપટાં કહાડવા આવે-પછી તે માણસ ગમે તે હોય-એક બારગી મારો જાનો દોસ્ત કે સગો ભાઈબી હોય-તો હું તેના કેવા બુરા હાલ કરૂં તે! આએ પીસ્ટોલ વડે તેના ભેજાના કુરજે

કુરજા ઉડાંઉ! અંહુંઅં! એવો મારો ખવાસ એ સારી રવેસે જાણેછ, તેથી એવી કંઈ હુલડાઇ કરે તો નહીજ.

(આ છેલા બોલો ખામુખા વધારે ભાર મુકી મુકીને બોલતો એણી ગમથી પેલી ગમ પસાર કરેછ.)

મેલી—(ડોકું ઊંચું કરીને) સાંભળ્યું કે, સપલ!

સપલ—સાંભળ્યું તો ખરૂં! આએ બધાં હાડકે હાડકાં ધ્રુજેછ રે! કેમ થશે! ખુદા યારી આપી લાજ રાખે!

મેલી—કામબી તેવાં નેકીનાં કેની, તે ખુદા યારી આપે!

સોલ—આએ બેહુ પીસ્ટોલોમાં ગોલો ભરીને તૈયાર કરી રાખું. જીવ જરા સબર પકડ; આંખમાં એટલું બધું ઝેર વસાવાનું કારણ શું? મારી વહાલી શીરીન વીશે મને ગુમાન લાવવાનું કશું કારણ નથી. હું નાહક તે બીચારીને સંતાપુંછ. ખરેખર જોતાં તો આજે એજ વહાલીનો એક લેખે મારા ઉપર ઉપકાર થયલો મારે સમજવો જોઈએ કે એણે આજે બબે સુંદર નારોને આપણે ઘેર તેડાવીછ, જેમાંની એક તો ખુબસુરતીનો એક ખરો નમુનોજ છે.

મેલી—તે તો મારી બૈરી.

સપલ—નહી રે નહી, તારી કાંહાંથી આવતીતી? સાંભળ્યું કેની બોલ્યો તે કે ઘણીજ ખુબસુરત છે, તો તે તો મારી બૈરી.

સોલ—આએ સુંદર નાર મને એટલી તો પસંદ પડીછ કે ઘણા દહાડા થયા તેનામાં મારો જીવ ભરાઇજ રહયોતો ને કંઇબી બહાને તકજ શોધતોતો કે કયારે લાગ ફાવે તો—

મેલી—ત્યારે તે તો તારોજ બૈરી હોશે હો, સપલી!

સપલ—નહી નહી તે હોય તે તો તારીજ! તારીજ! તારીજ! હવે અહીં કાંહાં પરાણો ઉતરવા આવેછ!

સોલ—જીવ ભરાઈ રહયોતો ખરો, પણ આજવેર તેની સાથ વાત છેડવાની હીંમત ચાલતીતી નહી, મગર આજે તો હીંમત આવેછ ખરી કે કંઇબી બહાને છેડણી કરૂં! મારો મીતર જો એ મારી વાત જાણે તો તેના કલેજાં કેવાં ઉથલાય વારૂં! વારૂં ચાલો, આ જીવલેન હથયારો (પીસ્ટોલો) હાલ તુરત તો આએ ઓરડીમાં અનામત ને સલામત મુકીએ (ઓરડો આગલ જઈ દરવાજો ઉઘાડવાના વીચારમાં દેખાયછ.)

મેલી— આવી બની ખરી! એ ઓરડીમાં આયો કે થઈજ ચુકું!

સપલ—હસકે ને તસકે મરી ચાલયોરે બા! (મોંમાં તમાચા મારી) તોબા! તોબા! આએ જખ મારવાનું કામ કીધું ત્યારેની!

શીરીન—(બહારથી) બેહેનો, એમ આવો; આણી-ગમથી આવો.

સોલ—મારા જીવનગાળા ને હૈયાના હાર આવી લાગા ખરા!

(પાસે પડેલી એક ખુરસીપરજ પીસટોલ મુકી, દરવાજા તરફ જાયછ. બીજી તરફથી મેલી ને સપલી, ઓરડીનું બારણું હલુ રહીને ઉઘાડી ચીમાઇને જોયછ.

સપલ—હવે જરા જીવને ધીરજ આવેછ ખરી.

મેલી—પેલો જો પાછો આવી લાગો તો મારા હાથ પગ તો બધા ઢીલા ઢચ થઈ ગીયાછ!

(શીરીન, નાજુ ને પીલાં એક એક સાથ પાંખરી વળગી દાખલ થાયછ.

સોલ—(ઘણાજ તાજીમ તવાજાથી). આવો બાઈઓ! ભલે પધારયાં!

પીલાં— સાહેબજી, સોલી શેઠ. (શેકહાંડ.)

સપલી—આએ લટકા મટકા વાળી તો મારી બૈરી.

નાજુ—સોલી શેઠ, તમારા હકમાં દુવાની માગનારી તમારી—

મેલી—આએ રાંડ પટપટારાખોર તો મારી બૈરી!

શીરીન— અરે આએ બીચારીઓ આવતીતીજ કાંહાં! કેહે જે રખે હમારા ધણી ઘેર આવે ને હમે ઘરમાં નહી હોઇએ તો ખફા થાય. એ તો જ્યારે મેં ખાતરી આપી કે મારો વહાલો સોલ તમારા વરોને કેહેશે ને સમજાવી લેશે, ત્યારે મહા કથાવટે બીચારીઓ આવી.

મેલી—ધણીઓ હાલ તો ઘેર આવી રહ્યા! બીચારીઓ સુજમાં વાટ જોયા કરે તેજ તો!

સપલ—એ બીચારીઓ શું જાણે કે ધણીઓ તો આએ ગંધાખાનાની ખુશ હવા ઘોરવા પડયાછ!

નાજુ—હા! બા, હમે તો એજં બોલીથી આયાંછ. એનો બધો જોખમ તમારે માથે.

મેલી—એમજ જ્યારે હતું ત્યારે આવી શું કરવા મુઈ?

સોલ—ફીકર નહી, બાઇઓ, હું મોટી ખુશીથી તમારા વરોને સમજાવી લેવશ. આજ રાતનો નાટક જોકે ઘણો

સરસ હતો, તોપણ તે જોવા જવાનું મુકી હું ઘેર આયો તેથી જરાબી દીલગોર થતો નથી. એક સારો નાટક જોવાની જોગવાઈ ગઈ, પણ તેને બદલે તમજેવી ખુશ ચેહેર બાનુઓ સાથ બે ઘડી હશી ખુશીમાં ગુજારવાની જોગવાઇ મલીછ.

મેલી—(બારીમાંથી) ને અહીં ખુશી ખુશાલીને બદલે ગંધાખાનામાં ગંધાવાનું!

સપલ—તે જખ મારવાનાં એવાં કામ કરીએ નહની!

નાજુ—સોલી શેઠ, નાટક જ્યારે ઘણો સરસ થવાનો છે, ત્યારે ચાલોની આપણેબી જમીને જઈએ.

મેલી—રાંડે તો મુકયો છેડો માથે!

પીલાં—નાજુ, નાટક જોવા જઈએ કરીને બોલી તો ખરી, પણ કંઈ વીચાર કીધો? તારા વરને પુછયા વગર એમ જવાય કે? ખબરદાર જો, એવી કંઈ નાદાની કોઈ દહાડે કોધી તો!

સપલ—બૈરો તે એને કહીએ! શાબાસ મારાં પીલાં!

સોલ—જુઓની નાજુ, હવે નવ તો વાગી ગયા ને હજી જમતાં ખાતાં વખત લાગશે, ને નાટક છે ઘણો સરસ, તે લોક બધું ચીકાર ભરાઈ ગીઉં હોશે, તે વખતે આગલની સારી બેઠક મલી કે નહો, તો એમ હારમાર થતું જવાનું ઠીક નહી પડે.

પીલાં—એટલો બધો સરસ નાટક છે! લોક લોક થઈ ગીઊ હોશે! મરેરે ત્યારે તો જઇએ, જઈએ! જીવ્યા પાંયે જોયું ભલું!

સપલ—લે આએ તો વખાણી ખીચડી દાઢે વળગી! રાંડ હમણા તો શાન શોગતથી નાજુને શીખામણ દેતીતી ને એટલા વારમાં પાસો ફેરવાયો! રાંડ એમબી ઢલેછ ને એમબી ઢલેછ!

મેલી—(ટકોરમાં) અરે નહી રે યાર, બૈરી કહીએ તો એને કહીએ! ભુલી ગયો કે આટલા વારમાં!

શીરીન—બેહેનો, ફકત બે ડગલાં અહીં આવતાં તમે કેટલાં ઘભરાતાંતાં ને હવે નાટકમાં જવા નીકલીયાંછ, ત્યારે હવે તમારા વરોની ધાસ્તી નથી લાગતી કે!

સોલ—તે તો ગમે તે હોય, પણ આજે તો હવે બહુ મોડું થયું તે જવાયજ નહી રે બા; હવે ચાલશો બાઈઓ, ટેબલપર જઈશું. (એક એક જણને લઈ જઇ ટેબલપર બેસાડેછ.)

મેલી—(બારીમાંથી) હું આએ ખાનું લાયો તે શું એ લોકને ઝોભરાવવા સારૂ કે! ત્યારે તો હજી હું હોટલમાંજ જમતે તો પરવડતે!

**સપલ**—તે અહીંઆં કોણને કેહેતો હોશે? અહીં ધકેલા ખાવા આયો તેના કરતાં મુગે મોડે પોતાને ઠેકાણે મરી રહેયો હોતે ને હોટલમાંથી ભોણું લાવવાને બદલે તાં-હાંજ જોભરયો હોતે તો એવું કંઈ થતે! (એક તરફ) બી-જાને સાંખો નડયો!

**મેલી**—અરે તારૂં ભલું થાયરે! પૈસા ખરચી ફ્રસકલાસ ખાવાનું લાયો, ને એક બુકબી ખાવા પામ્યો નહી!

**સપલ**—ને અહીંઆંબી ભુખે આંતરડાં કેઠવાએછ! છતી ફ્રી ખરચાવેલી હતી તે વાડીએજ ગયો હોતે તો પરવડતે!

**મેલી**—તે અહીંયાં કોણને કેહેતો હોશે! મુગે મોડે પોતાને ઠેકાણે મરી રહેયો હોતે ને અહીં ધકેલા ખાવા આયો તેના કરતાં વાડીજ કહરાયો હોતે તો આંતરડાં તો નહી કેઠવાતે! (એક તરફ) ને બીજાનેબી તો નહી નડતે!

**સોલ**—(પેટીશ જરા ખાઈને) શું આએ પેટીસની તારીફ કરૂં? ઘણીજ લેહેજતદાર છે!

**મેલી**—તે લેહેજતદાર નહી કાંએ હોય! પૈસાબી કંઈ જેવા તેવા નથી બેઠા!

**સપલ**—આપણા વગર ખાએછ તે રાતના એ રાંડ-નાંઓનાં પેટમાં નહી દુખશે કે!

**મેલી**—અરે રાતના એઓના પેટમાં દુખશે ત્યારની તો વાત, પણ હાલ અહીં પેટમાં પોપટી પડેછ તેની વાત કરની!

**સોલ**—(જરા લાડમાં) મારાં નાજુજી, આટલું આએ તમારી રકાબીમાં મુકું?

**સપલ**—પેલ્લાનો તો સખેજ જાયછ! તારી બૈરીને શું કહ્યું તે સાંભળ્યું કે! (એક તરફ) ગરીબ બીચારી મેલ્લી!

**સોલ**—મારાં પીલાંબાઈ પીલમ, તમુને જરા આ-એ મુકું?

**મેલી**—સપલી! તારી બૈરીને શું કહ્યું તે સાંભળ્યું કે? બસ સાંભળ્યા કરેછ કે? એ જુલમ કેમ સાંખી શકાએ!

**સપલ**—(સરદ હાયનો અવાજ) અંહંઅં!

**શીરીન**—મારા વહાલા સોલ, આજે તમે તો કંઈ છેકજ લાડમાં આવી ગીઆછ! બધાંને પરીસ્યું—ફકત મનેજ ભુલી ગયા?

**સપલ**—પેલી ભોરવાઈ પડેછ, તેનાથી દેખી શકાતું નથી હો ! એબી ઠીકજ થાયછ!

સોલ—આપણા મેહેમાનોની મેહેમાનદારી કરવા જતાં તુને એમ જરા વીસરાઈ જવાયુંછ ખરૂં, મારા જાન.

(તેઓ એકમેકને બૉસ કરી દારૂ પાયછે ને જાણે ખુશ ખુશાલ ખાતાં પીતાં ને મઝા મારતાં હોય તેમ જણાયછ.)

સપલ—એ એકાએક બધું ચુપચાપ ને સુમસાન કેમ થઈ ગયું? કોઈ કંઈ બોલતું ચાલતું સંભળાતુંજ નહી.

મેલી—તું તો મુરખ છે, મોંડામાં ડબુસાપર ડબુસા ચાલેછ, તેની અગવડ થઈછ તે બોલાય કેમ!

સપલ--જરા જોંઊં તો ખરો કે ખાયછ કેમ?

મેલી—આએ જો પેલી બારી છે. ચાલ આએ ટેબલપર ચઢી જઇએ. (તમાશગીરો બરાબર જોઈ શકે તેમ વારે વારે ડોકાં બારયાં કરેછ.)

સોલ—ખરૂંજ કહુંછ કે આજના જેવી મઝા મેં કદાચજ ભોગવી હશે.

મેલી—ને અહીં આવીબી મઝા કદાચજ ભોગવાઈ હશે! કેવો વખત આયો!

નાજુ—ને જો ખરૂં પુછાવો તો આએબી વાત સાચીજ છે કે પોતાના ધણીઓના આંકસ તળેથી ઓરતોને

અવાર નવાર એમ થોડી ઘણી મોકળાસ મળે ને તેમને પોતાને મનગમતો રીતે થોડું ઘણું ફરવા હરવાનું ને સુખ ભોગવવાનું બને તો તે ઘણુંજ પસંદ કરવા જોગ છે.

મેલી—(બારી આગલથી) ખરેખર! ઘણુંજ પસંદ કરવા જોગ ખરૂં! જો, નવે નવે દહાડે નવાં નવાં લખણો સુજ પડેછ તે!

પીલાં—એના કરતાંબી વધારે પસંદ કરવા જોગ તો એ કે ઓરતો ઉપર કશી રીતનાં બદ ગુમાન લાવ્યા વગર તેમને તેમનો જીવ વેરાવા માટે પોતાના દોસ્ત આશનાઓ અને સહી મીતીઓ સાથે ખુલાસેથી ફરવા હરવાની છુટ મલે. ઓંજીઆ કાકબાઈની પછવાડે નોરીઆની પઠે, બૈરીની પાછલ માટી ને માટીની પુઠે બૈરી એમ અફરાયા કરે, તે તો ઓર કંટાળા ભરેલું લાગેછ!

(ભરાયલાઓનાં ગેરવવાની અશારત ચાલુજ.)

સપલ—ત્યારેજ અધુરૂં હોય તે પુરૂંબી થાય તો! આજ વેર તો માટી નોરીઆ જેવો નહી લાગતોતો પણ હવેજ તે નોરયો પડયોની? ઠીકછે! ઠીક! શું અક્કલનો એકકો નાદર નમુનો બહાર નીકળેછ જો!

મેલી—એ નોરયા! અમથો કાંય પટપટયા કરેછ! મુગો મરની!

સપલ—એ એ, મોહડું સંભાલ! નોરયો કોણને કેહેછ! તારો બાપ નોરયો! (જરા સુંઘારો લઈ) ખાનાનો સોરમ કેવો મઝાનો આવેછ!

મેલી—તારી પીલાં કંઈ અમથી બોલી દેખાડનાર બૈરી નથી લાગતી. જોની એ બેઠીછ કેવી રીતે! જાણે ખુબજ લાહટમાં આવી ગઈ હોય! મનને ભાવતું બોલવા પછે તે તેમજ કરીબી દેખાડેછ!

સપલ—તે તો હવે હોશે, પણ જરા તારાવાળી પ-રબી નજર નાખની, એટલે બધું જણાય!

સોલ—પ્યારા જાન સીલા, આજની તારી મેજબા-નીથી બધાં ખુશ તો ખરેખર થવાંજ જોઈએ, પણ એક વાતની ખામી રહી ગઈ, ડીઅર!

શીરીન—તે શું વારૂ!

સોલ—તે એ કે આવી જયાફતમાં ટેબલ ઉપરથી ઉઠતી વખતે એકેકું ગલાસ ચંપીન તો જરૂર જોઈએ.

સપલ—બાપ દાદા ચંપીન પીને મરી ગીએલા કેનો!

શીરીન—વાત તો ખરી કહી, મારા વહાલા; પણ—

પીલાં—ચંપીન! હમારા ઘરમાં ઘણો સરસ જાતનો ઉંચો ચંપીન છે. મારા વરને તો અભાગજ લાગેલી કે

મખીચુસની પખે એવી બધી ચીજો દાબી સાંતીને સબ-રાવ્યાજ કરે. જો મને જરા જવા દેવો તો ઓએ દોડતી કે બે ત્રણ બાટલીઓ લેતી આઊં.

મેલી—વાહરે મારા મખ્ખીચુસ! તારી નામદારીનીબી શું એકકી વાત નીકળેછ જો!

સપલ—ઘણીજ ડાહી! કોણના બાપનો માલ! એટલી બધી જીભ એકાએક કેમ ઉપડીછ!

મેલી—ચાલ જરા મનેબી હવે ધીરજ આવેછ કે મારી એકલાનીજ મુડી છોલાઈ નથી, પણ બચ્ચા તુંબી આયો. મારૂં ખાવાનું ને તારો ચંપીન!

સોલ—પીલાં, તમે એકલાં જાઓ તે ઠીક નહી, હું તમારી સાથે આઊં.

સપલ—આએબી ઠીક તાલ હો! છાવો તેની સાથે જવાનો થયોછ તે——

શીરીન—મારી વહાલી પીલાં સાથે હું જાઊંછ; ને જાન, તમે તેટલો વાર નાજુ સાથ કંઈ વાતચીત કરો.

મેલી—એ તો ઘણુંજ બેહેતર થયું. એ આપણી નજર આગલનો નજર આગલ હોશે તો પછે ફીકર નથી.

પીલાં—હમે જઈને ચંપીન લાવ્યેછ ખરાં, પણ મારા વરને (આંગલી કરીને) એ વાત જણાય નહી જો!

(તેઓને નાજુ તથા સોલ ઉઠીને દરવાજાવેર મુકી આવેછ.)

સપલ—રાંડ ખરીજ કોઈ બાજીંદી! હુંબી તો ખરો કે રાંડનો ટોટોજ પીસું!

(તે તણાઈ બારીમાંથી જાણે બહાર પડવા માંગતો હોય-મેલી તેને ખેંચી ખેંચીને અંદર ઘસડેછ ને પોતે બહાર ડોકું કહાડવા ચાહેછ. એમ અવાર નવાર બંને જણા ખેંચ તાણ કરતા રહેછ. સોલી તથા નાજાં દરવાજા આગલથી પાછાં આવેછ તાંહાં વેર ખેંચતાણ ચાલુ રહેછ.)

મેલી—(પેલાંઓને આવતાં જોઈ) હવે ચુપ થઈજા, બચ્ચા સપલી!

સપલ—હું તો એ રાંડનો જીવ લેઊં ત્યારેજ રહું!

મેલી—તેનો જીવ લેતાં લેતાં વખતે આપણે એક મેકનો જીવ લેનાર થઈ પડશું, હાલ તો જરા મુગો પડ.

સોલ—(એક તરફ જાણે મન સાથ વાત કરતો હોય તેમ, પણ બામુબા પેલા ભરાયલાઓને સંભળાવવા ખાતર.)

મલી ઇહાં એકલી એ ગુલબદન નાર;
જોઈ એને જીવ બસ થયોછ બેકરાર.
લાગ જોઇ કરૂં કંઇ મોહોબતની વાત;
એવો સમો ફરીથી ક્યારે આવશે હાથ.

નાજુ—સોલી શેઠ, એ તમે શાની વમાસણ કરોછ?

સોલ—વમાસણ નથી કરતો, અએ ખુબીવંતી નાર, પણ આજનાં આ શુભ ચોઘડીઆં સારૂ હજારો હજાર શુગર કરૂંછ તે સાહેબના ઓ યાર!

નાજુ—આજનાં એ ચોઘડીઆંમાં એવી તે શું નાદર ખુબી સમાયલી છે, તે જરા મને તો કેહેવો?

સોલ—અએ મનમોહન, મનહરન, મીઠા હલકનાં મધુર બુલબુલ!!

સપલ—એ! યે! એ શું થયું! કેટલાં બધાં વીશેષણો!

સોલ—એ ચોઘડીઆંની તારીફની શું શીફત ગાંઊં! વાત એ છે, કે કેહુંછ તો કેહેવાતી નથી ને કહેયા વગર રહેવાતું બી નથી!

**સપલ**—પણ ત્યારે મુગોજ કાંય મરી રેહેતો નથી!! તુને એ બધું પુછેજજ કોણ?

**સોલ**—પેલી મશાહુર કહેવત આ વખતે યાદ આવેછ, કે બોલુંછ તો મા મારી જાએછ ને નથી બોલતો તો બાપ કુતા ખાએછ.

**સપલ**—તે તુંજ કુતરો કાંય નથી ખાતો!

**સોલ**—એવો મારો હાલ થઈ પડ્યોછ. મનમાં તો જાણે એવું લાગેછ કે બસ બધું તું નામવર બાનુ આગળ ખરેખરૂં કહીં દેઊં, પણ શરમ ને હયા આગળ કદમ ભરતાં અટકાવેછ.

**સપલ**—શરમ ને હયાની અરે હોય તો તારૂં નાક કાપી નાખ!

**મેલી**—એ વળી હવે અહીંઆં શું મોહોકાણ મંડાયછ!

**સપલ**—કાનપર પડીને કંઈ હરૂસે ઘુસઘુસ તો કરેછ.

**મેલી**—ત્યારે તેમાં કંઈ ઝાઝો દમ નહી!

**સપલ**—છાવાનો દમ નીકળી જાએછ તોબી 'ખેંચ પકડ મુજે જોર આતા હય' તેમ—

**નાજુ**—એ તમારાં ભેદ ભરમનાં બોલવાની મને તો કશી સમજ પડતી નથી, બા.

**સોલ**—ખરી હકીકત એ છે, મારા જાન, કે એક એકથી ઉલટી ખસલતના બે સલાહકારો વચ્ચે હું આવી ફસયોછ ને સમજ નથી પડતી કે કયા સલાહકારની દામન પકડી તેની રાહે ચાલું?

**નાજુ**—જુઓ સોલી શેઠ. દુનયામાં તો નેક ને બદ એવા બે જાતના સલાહકારો મલવાનાજ, એક જાતના એવી નેક ખસલતના હોયછ કે તેઓ ખરેખર ખુદાના ખાસ વલી હોયછ તથા પોતાનો જીવ પ્રાણ તે સાહેબ પરજ ફીદા કરી તેની યાદમાં હરદમ મશગુલ રેહેછ અને બીજી જાતના એવી બદ ખસલતના હોયછ કે જેઓ આ-બેદનું ડોળ ઘાલી હાથમાં માલા ને લાંબી જટા રાખી બે બીલસની દાઢી વધારી ફીરેસ્તાઈ ખસલત દેખાડી બાતેનમાં શેહેનાનીયત ભરયાં કામો કરેછ ને પેલી મશાહુર કહેવત ખરી પાડી આપેછ કે:—

પગે પેતાવા હાથમાં સુરી;
ભણે ગણે ને દયાનત બુરી.

વાસ્તે બદખસલતી સલાહકારની દામન પકડવાથી ફાયદો નથી એમ સમજી તેથી દુરજ રહેવું મને તો બે-હેતર લાગેછ.

સોલ—તારી શીખામણ દેખઈતી તો સારી લાગેછ, પણ જો બદ ખસલતી સલાહકારની સલાહે ચાલતાં ફાયદો જણાય તો?

નાજુ—તમે કહોછ તે કંઈ ખોટું નથી સોલી શેઠ, કે બાજે વખત બદ ખસલતી સલાહકારોની રાહે ચાલતાં ફાયદોબી દેખાએછ ખરો, પણ તે તકલીદી અને થોડા વારનો ફાયદો હોયછ. બદીનો અંજામ બદજ હોયછ. ચોરને પલ્લે અંતે તો ધુળની ધુળજ! નેક માણસોને કોઈ કોઈ વાર દુખ ખમવું પડેછ ખરૂં, પણ આયંદે તેમને ફાયદોજ હોયછ, વાસ્તે મારી તો સલાહ એ છે, સોલી શેઠ, કે બદી તજી નેકીપરજ કમર બાંધો તો આયંદે સારાજ ફ્રૂજને પુગશો.

સપલ—એ તો રાંડ જાણે ભાશણ કરવા ઉભીછ!

સોલ—તમે તો યાર જાણે મેતાજીની નીશાળ માંડી બેઠાં હોવો તેમ કરોછ. સારા ને નરસા ફ્રૂજે પુગવાની વાત જોઈ કોણ આયુંછ? નેકોબી મરેછ ને બદોબી મરેછ! એમ તો કંઈ નથી કે નેક માણસો જીવતાંજ રેહેછ ને ફકત બદ માણસોજ મરેછ! દુનીયાનો રંગ શું તમે જોતાં નથી કે બુરાઈ ને બેહાઈમાં ગરક થયલાઓ કેવી મોજ ને મઝા

કરેછ? ચોર—દગલબાજો—ગળાં ફાંસુઓ—બાઈ બાવરીઓને રડાવી નાચાર બેચારાઓનાં કલેજાં ફાંસી ડલ્લા મારી જના-રાઓ, હરરતા જુગારી, સટ્ટાબાજો ને બદહવસીઓ આજે ફંદ ફરેબથી ચોરા પોરા ને માતેલા ફરબે થઈ ગાડી ઘોડે ને વાડી વંતરે સેહેલ મારેછ; ને બાપડા નેક ને અશો મા-ણસો પાકી ને પરેહજગારોમાં રાતો દીન મશગુલ થયલા ને ખરા ધરમી દાતારો વખત બેવખત ટુકડા રોટીના મોતાજ હોયછ!

નાજુ— સોલી શેઠ, તમે ખરેખર ઘણીજ ભુલ કરોછ, જોવો, મારી નાદાનની આટલી વાત સાંભળો :—

જંગલો—લાવણી.

(કાલી ઘટા કોયલ બન છાઈ—એ રાહ.)

બદ નજર કરો ના કોઈ;
થાશે જગમાં બદગોઈ. ૧.

જે આંખે ઝેર સમાએ-કહો કેમ સુખી તે થાય,
જે પરધન લુટવા માગે-તેનું નસીબ કયમ જાગે,

ઝુલ.

જે પરસ્ત્રીથી અનુરાગે-તે બળે પાપની આગે,
જીંદગી અકારી લાગે;
જશ નામ—હોશ ને કામ—વળી આરામ—જશેપત ખોઈ. ૨.

કંઈ ભલા ભલા અટવાયા-નહિ મલી ખુદાની માયા,
લંપટી ખાકમાં લોટી-કીધી કંઇએ તન ખોટી,

ઝુલ.

દોલત ખોઈ મસ મોટી-અંતે રડયા વિન રોટી,
છે હરામ ઈજ્જત ખોટી,
જો ભાઈ-બહુ પસતાઈ-દુખી વળિ થાઈ-જશે તું રોઈ. ૩.
તજિ રાજ ભિખારી વેશે-ભટક્યા રાજા પરદેશે,
જો કિધી નજરમાં ખામી-હવસોની કરી ગુલામી,

ઝુલ.

રડ્યા તે પર જગ સ્વામી-ગઇ ઇજ્જત થઈ બદનામી,
બે જ્હાંને લયાનત પામી;
થઈ હાર-નર્કને દ્વાર-અમે છે માર-સહી બદબોઈ. ૪.

મેલી—વાહ! શાબાશ! ખરી ફીરસ્તાઈ ખસલત નાર!

સોલ—અએ દીલનવાજ બાનુ, તારૂં બોલવું છે તો તમામ રાસ્ત, મગર (નાજુનો પાસે ખુરશી ખેંચેછ-નાજુ પોતાની ખુરશી દુર લેછ-એમ થવા પછે) તારી ઉપરની મારી ફીદાગીરી તુને દેખાડવાને ઘણા દહાડાથી તલપતોતો તે મારી ઉમેદ આજે———

**નાજુ**—(જરા છછણી પડી, ખુરસી પરથી ઉભી થઇ) સોલી શેઠ, તમારી સુધ ઠેકાણે છે કે? તમે કોણનો સાથે વાત કરોછ તેનો કંઇ વીચાર છે કે?

**મેલી**—એ એને માથેની છે! જખ મારેછ! કંઇ વળવાનું નથી. ઓર આબરૂમાં ધુળ ભરશે.

**સોલ**—ના, વીચાર નથી કાંય! જે સરસમાં સરસ સુંદર નાર, બધી વાતે દયાળુ છતાં ફક્ત મારી તરફજ સંગદીલ દેખાયછ, તે નાજુક નારની સાથે હું વાત કરૂંછ.

**નાજુ**—સોલી શેઠ, આવી બેઅદબીની મેં તમારીથી મુદલ વકી રાખીતી નહી; તમારી આ રીતભાતથી હું ઘણીજ અચરત થાઉંછ. આજ વેર કોઇબી દહાડે તમારે મોહડેથી એવા સખુન——

**સોલ**—કદાચ મારૂં મોંહડું બંધ રહયું હોય ને એવા સખુન તમને સંભળાવી શકાયા ન હોય, તોપણ મારો દેખાવ ને મારાં નેનોની અદા શું દેખાડતાંતાં? મારી તરફની આટલી બધી ફીદાગીરી છતાં તમે આજ વેર બેદર્દ રહેયાં એ શું થોડું ઘાતકીપણું!

નાજુ—હું એક પરણેલી ઓરત છું, એટલોજ વીચાર કરી મને નાહક રંજીદા નહી કરશો તો તમારી મોટી મેહેરબાની થશે.

મેલી—કેમ, શું ધાર્યું? કેવી સર બસર ઉતરેછ, ને શાલમાં લપેટી લપેટીને લેછ, પણ મુરખો તે મુરખોજ, સમજીજ મરતો નથી.

સોલ—તું પરણેલી ઓરત છે, તે હું જાણુંછ, મારા જાન! પણ તું કેવા માણસ સાથ પરણેલી છે? બે બદામનો એક નીચ, રજાલો પીજાડો, હલકો બદલગામ, બધી વાતની એબોથો ભરેલો, તે સાથે બદશીકલ ને કદરૂપો!

સપલ—વાહ! વાહ! ખેતાબો તો એક એક કરતાં સરસ મલેછ હો બચ્ચા! રજાલા પીજાડાના વરગમાંબી તો લેખાયો!

સોલ—જે ધણી તારા જેવી ખુબસુરત ઓરતની મુકાબેલ કદીબી આવી શકે નહી, એટલું છતાં બાજે વખત તે તારી સાથ નગુણાપણાથી ચાલે, તારી તરફ જોઈતી નરમ નજર રાખે નહી, એવી બધી વાતનું તમારૂં કજોડું, એવા એક ધણી સાથ પરણેલીછે તો તે વાતજ તારે પોતાને માટે ઘણી અફસોસ ભરી છે!

**મેલી**—એ કાંહાં મરેછ! મનમાંજ અદરાયછ ને મનમાંજ પરણેછ કે? જાણે કોઈ પુછનાર પરછનાર છેજ નહી!

**સપલ**—(તેનું મોહડું બે હાથે દેખાડીને) નહી રે નહી! પુછનાર પરછનાર છે! છે!! નથી કાંય!! આએ શું!!

**નાજુ**—(જરા નરમ પડીને) તમે કેહેવોછ તે બધું ખરૂં છે. એમ કોઈ કોઈ વાર તે નગુણો થાયછ ખરો તોપણ—

**સપલ**—બરચા સાંભળોછ કે? એ એને માથેની મલીછ કે તારે માથેની મલીછ?

**સોલ**—હારે, હા, મણા લુચ્ચો! ચોરનો ચોર! રાસકલ!

**નાજુ**—કંઈ રખડવાયોબી છે તો ખરો; ઘણી વખતે મોડી રાતે ઘેર આવેછબી ખરો, તોપણ—

**સપલ**—કેમ હવે શું ધાર્યું, મારા મેલી! શાલમાં લપેટી લપેટીને લેછ તે સંભળાયછ કે?

**સોલ**—અરે લ્યાનત પડો, એવા મુજી વરો પર!

**નાજુ**—ઉઘાડું તો બા મહારીજ એબ ઉઘડે, બાકી તમે કહી તે વાતો તો બધી ખરી છે. ભલા આદમીમાં બોલવા ચાલવાનાબી પુરા પાધરા સકાર નથી!

(મભમ હસવાનું ને ગોંધાયલાઓ તરફ અસારત ચાલુ.)

સપલ—ખેરખર, સર બસર ઉતરેછ હોં દોસ્ત! ધન છે બચ્ચા તુંનેબી કે આવી નેકનામીવાળી નારનો ધણી થવાનું તુને માન છે!

મેલી—અંહં! આજે હું સકાર વગરનો તુને જણાયોની!

સપલ—આ ઓરતે તુને માથાથી પગ સુધી વરતેલો લાગેછ-તારી રેસે રેસની કેથી એને ખબર છે હોં દોસ્ત!

મેલી—અરે તું જો તો ખરો, એ રાંડ કાભાનો હું જીવજ લેવશ! મારી રીતભાત ને શાન સોગત એને ગમતાં નથી!

સપલ—ને સાથે તું તો એને નગુણો પડેછ ને રખડવાયામાં પડેલો લાગેછ! ખુદા કોઈને એવી બૈરી નહીં આપે!

નાજુ—મોટી કમાલ એબ તો એ બાળીછ કે તેવાં કોઈ તમારાં જેવાં સારાં માણસોમાં ઝાઝું ફરવું હરવુંજ નહી!

મેલી—જો રાંડે દોસ્તી લાયક વીટીમાંનો નગીનો શોધી કહાડયો તે!

સોલ—એવા રેજીપેંજીઓને તો બા તમેજ વેઠો! કોઈ બીજી જેવી હોય તો કેદાહડનો એને ખરતો નાખે! વારૂં

તમારીબી લાયકી ને બુન્યાદી છે કે એવા બાનકોટી જેવા-નેબાં લઈ ચલાવોછ. તોબી તમારે પોતાને વીશે મને ઘણુંજ —

(નાજુ થોડોક વાર જરા અંદેશા ભર ઉભી થઈ રહી અશારતથી એમ જણાવેછ કે હવે બસ કરો—ઘણું પાકી જતું હોશે.)

સપલ—એ બાનકોટી, મુગો બેસ!

મેલી—બાનકોટી કોણને કેહેછ? બાનકોટી તું! બાન-કોટી તારો બાપ!

નાજુ—બધી વાત ખરી, તોબી આખર કરે પણ પરણ્યો ધણીજ કેની? વાસ્તે મારે તો—

સોલ—તું તારી મુખ્ત્યાર માલક છે, ગમે તેમ વી-ચાર કર. પણ જે જરૂરનો વીચાર કરવાનો છે તે એજ છે કે આવા એક બેકદર, બેદરકાર ને ગામડયાબોચ પર તારો પ્યાર બધો નકામો બરબાદ જવા દીએ, કે—

(ગુઠણમડયે પડેછ.)

સપલ—લે બચ્ચા! આજનો દહાડો તુંને તો ફલ્યોછ! ખેતાબોપર ખેતાબોની નવાજીશ ચાલીજ રહીછ! બાનકો-ટીથી ચઢતા દરજજાનો ખેતાબ બોચનો મલ્યો! વાહરે મારા બોચ!

નાજુ—(તેનો હાથ ધરી ઉથાડવા કરેછ) સોલી શેઠ, ઉઠો; ઉઠી ઉભા થાવો.

સપલ—ગુઠણ મડયે પડયોછ! બલ્યું તારૂં જીવતર!

નાજુ—(પેલા ગોંધાયલાછે તેઓ તરફ નજર કરી સોલ સાથ અશારતમાં હસતાં હસતાં) મન બધું કેવું ચરવચર થઇ ગીઉછ! ઓંજીઉ કંઈ સુજબી પડતું નથી!

સોલ—(અણજાણો થઈને) એ તમે શાના વીચાર કરોછં!

નાજુ—કશાના નહી, પણ હવે તમે ઉઠી ઉભા થાવો ને મને જવા દેવો; એમ છેક ચેડાં ના કાઢો.

મેલી—તોબાહ રાંડ શું બકેછ! એ તો આ પહાડ ફાટે તેવા બનાવને ચેડાં સમજેછ!

સપલ—જેવો તું છે તેવી વળી તારી બૈરી! એવી બાબદોમાં બધી વાતે બાહોશ તો મારી બૈરો છે. મારી પીલાં જેવી ટટનખાર બૈરીઓ તો થોડોજ નીકળશે.

સોલ—(નાજુ તેનો હાથ ધરી ઉથાડેછ તે વખતે તેના હાથપર એક બોસો લેવા જેવો અવાજ કરેછ.) તું ખરેખર ખુદાઇ નુરનો એક ફીરસ્તો છે. હવે મારી પર ફકત એકજ વાતની નવાજીશ કર. તારી મેહેરબાની મારા-

પર ઉતરીછ તેની યાદગીરોની એક નીશાન તરીકે આ તારાં ગલાંમાંની લાકીટ મને આપ. એમાં તારો ખુબસુરત સબીની સાથે જે પેલો બીજી બદસુરત સબી છે તે ફેંકી દઈ તેને બદલે તારા દુવાગો આશનાની સબી મુકી મારી પાસે રાખો મુકસ!

(તે લાકીટ કાહાડી આપેછ.)

**મેલી**—કાંહાં જાયછ! બાપનું નામ શું? અરે યાર આએ વખતે મારી પાસે કંઈ હથીયાર જોઈતુંતું રે! કે એને બધી વાતનો પુરેપુરો સવાદ ચખાડી દેતે!

**નાજુ**—(જરા લાડમાં) બસ કરો, બસ કરો; હવે મને જવા દેવો.

**મેલી**—લાકોટ લેવા દીધી! હાય હાય! વળ્યું નખોદ!

**શીરીન**—(અંદરથીજ) લાવોના એકુ બાટલી મારા હાથમાં આપોની!

**સોલ**—પેલીઓ આવી લાગેછ જો!

**સપલ**—તે લોકો જલદી આવેછ એબી ઠીકજ થાયછ, નહી મેલી!

**મેલી**—હવે મારૂં થોર ઠેકાણું રહયું નથી; મને એટલી અકર વકર થાયછ કે વખતે ઓએ ફાટી મરસ!

સપલ—તેના કરતાં તો કુવોજ કાંય નથી પુરતો!

(આ બધી વાતચીતને દરમ્યાન સપલી મેલીને ને મેલી સપલીને ખેંચી બેસાડયા કરતા રહેછ. શીરીન પીલાં દાખલ થાયછ.)

પીલાં—આએ ચંપીન તે ચંપીનજ છે! ઊંચામાં ઉંચી બાટલીઓ મારા સપલે જુદી પાડી મુકીતી તેમાંની આ શોધી શોધીને લાયાંછ.

સપલ—(ટકોરમાં) તે સપલી પર ઘણીજ મોટી મેહેરબાની કીધી! (બધાં ટેબલપર બેસેછ.)

સોલ—વારૂ આપણે આપણા દોસ્તની મેહેરબા-નીથી આ ઊંચો ચંપીન પીજીએછ, તો ચાલો તેની સલા-મતી પેહેલી ચાહીએ.

નાજુ—હા, દીલોજાનથી. આએ સલામતી આપણા સપલની.

શીરીન—ખોદા સપલીને, જાંહાં હોય તાંહાં, ખુશી ખુશાલ રાખે!

મેલી—ને સાથે કેહેતાં આવો કે ઊંચકીને કુવામાં નાખે!

શીરીન—વારૂ તે પોતે તો કોણ જાણે હાલ કેવી ગીરફતારીમાં હોશે, પણ આપણે તો તેની દોલતે આ ચંપીન પીજીએછ!

**પીલાં**—ગીરફતારી ઓવારી, મારા સપલી ઉપરથી! ાા મારો કેથે ફરતો હરતો હોશે તે હસ્તો રમતો હવે એઓ ઘેરજ આવતો હોશે.

**શીરીન**—તો તેનુંજ નામ ગીરફતારો! બૈરી બીજાંઓ સાથ મોજ મઝા કરતી હોય તે વખતે તેને એકલું અફશાવું પડતું હોશે તે તેને મનથી તો ગીરફતારી કરતાંબી વધારે.

**સપલ**—પીલાં! મહારી પીલાં! તું શું જાણે! હું તો ખરેખર ગીરફતારીમાં છૌઉ રે!

**મેલી**—સાંભળેછ કે બચ્ચા સપલી! કેવાં ટાલકી ઘસાય તેવાં પડેછ તે! ફ્રેરવી તોલવેબી રાંડ બાધર છે!

**પીલાં**—મારા સપલી સીપલા, લે આએ તારી સલામતી.

(બધાં પીએછ.)

**સપલી**—તું હમણા તો ઢીચ, પછી તારી વાત! અરર! મારો કેવો ઊંચો સો રૂપીએ ડજનનો ચંપીનરે! તમે પીતાંઓના પેટમાં કુરકુરી થાયરે!

**શીરીન**—આ સલામતી હવે મારી પીલાંની ચાહીએ. આજે એઓ મારો સખુન રાખી અહીં આયાં તેથી તેમની મેહેરબાની થયલી સમજુંછ. ખોદા એ મારી નેક બેહેનોને ભરી પુરી ને સુખી સુખીઆરી રાખે.

**સપલ**—હા, ભરી પુરી રાખે કે લોકોના ઘેરમાંથી ચંપીન ચોરી લાવીને તમુ લોકોને ઢીંચાડે!

**સોલ**—મારી શીરીનનું ચાહવું તમોને આમીન થાવો.

[તેઓ પીએછ.

**નાજુ**—તમે તો તમારી લાયકી બોલોછ. એમાં હમે મેહેરબાની શું કીધી? ઉલટી મેહેરબાની તો તમારી થઇ.

**પીલાં**—મેહેરબાની તો મેહેરબાની, કંઈ જેવી તેવી! (પેલા ગોંધાયલાઓ તરફ હાથ કરી) આજ વેર અંધારામાં ગોતાં ખાયા કરતાંતાં તેની કેટલી બધી સમજ પડી! વાસ્તે લેવો, નાજુ આપણે આએ સલામતી આપણાં વાહાલાં શીરીનની તથા એવણના નેક ખસલત ખાવીંદની ચાહીએ. ધણી ધણીઆણીનાં સુખવાસી જોડાં તે આને કહીએ.

**નાજુ**—દીલોજાનથી એમની સલામતી ચાહુંછ. ખરેખર શીરીન સોલ જેવાં સપીલાં ને સુખવાસી જોડાં ગામમાં ઘણાંજ થોડાં હોશે. એમનું મીઠીણું સહુને થાઓ! ખોદા એઓનો સપમેલ કાયમ રાખે ને એમની સઘળી નેક મોરાદો પાર પડે.

[તેઓ પીએછ.

સોલ—ખરેખર ચંપીન ઘણોજ તોફે છે! આપણેબી ઘણી જાતના ચંપીન પોધાછ, પણ આવો નહી હોં! સપલી વગર આ ચંપીન જેવો લેહેઝતદાર લાગેછ તેવો, સપલી જો અહીંયાં હોતે તો કદાચ નહી લાગતે.

સપલ—કેવી પાક બેહાઈ!

શીરીન—સોલ, એનું કારણ શું વારૂ?

સોલ—ડીઅર, એમાં તારી સમજ પુગતી નથી! એ તો કોઈપર મુગો માર ચલાવવાના એલાજોમાંનો એક એલાજ કેહેવાયછે.

શીરીન—હોશે બા, મને કંઇ સમજ પડતી નથી.

સોલ—હવે આએ સલામતી હું આપણાં બાઈ સાહેબ નાજુની ચાહુંછ.

શીરીન—લેવો નાજુ, તમારી સલામતી! ઘણી તસદી પડીછ હોં! માફ કરજો.

નાજુ—એવી તસદી રોજ આપતાં રેહેવોની!

સપલ—રાંડ હરામખાઉ! મુગી મર!

નાજુ—ખરેખર, આજનો આ મેલાવડો કેવો રળયામનો લાગેછ! સહીમીતીઓ એમ અવાર નવાર એક-

એકને ઘેર મલતી ભેટતીઓ રહે તો અરસપરસનો કેટલો એખલાસ વધે. લેવોજી, આએ આપણી બધાંની સલામતી. સહુને ઘેર વસ્તી વાડીનો આબાદી થાય.

(તેઓ પીએછ.)

મેલી—હવે કોઈની સલામતી બાકી નહી રહી હોય તો ગામનાં કુતરાં બીલાડાંની સલામતી ચાહાવો! નાપાકો, ઢીંચવાના થાયછ તે બહાના કેહેવાં કહાડેછ!

સપલ—નાપાકો તો બધો પુરોજ કરેછ! કંઈ થોડો ઘણોબી બાટલીમાં રેહવા દેશો કે નહી?

મેલી—બાટલીમાં રહેલો કામનો શું? થોડા વારમાં તો ખાટો થઈ જાએ ને એ જયારે ખાટો થાય ત્યારે છાતીપર દાહે બળે! આએ જોની તારી છાતી પર હમણા કેવી દાહે બળેછ!

સપલ—મુગું નહી મરાતું! ટકોર કરેછની, બચ્ચાજી!

સોલ—ડીઅર, હવે આપણે ખાઈને મેજુસ થયાં ને ચંપીન પીને જરા ખુશ કેફમાં આયાંછ, તો એકું બે ગીત ગાઈને જીવ વધારે ખુશી કરીએ!

**શીરીન**--હું તૈયાર છું. પીલાં તમે એકું સારૂં જેવું ગીત ગાશો ?

**પીલાં**—હા, ચાલોની ગાઈએ. નાજુ તુંબી સાથે ગાવા લાગ. (તેઓ ગાયછ.)

(મરૂંરૂ માયો બેનો મારી જરા સાંભલો વાત—એ રાહ.)

**નાજુ**—સૂપ મુલકદાની મગમગતો, બોઈલ્ડ તલેલી ભાઈ,
રોષ્ટ મટન જેલી ને મરચી, ચિકિન ફ્રાઈડ્ ને પાઈ;
આઇસ્ટરના પેટિસ ખિલવેલા, ઇસ્તૂ પચરંગી,
જિવ ઝિપલાવી ચાંપિ ગઈ, બંદી બ્હાદર જંગી.
(કોરસ) બહૂ મઝા પડી—લહેર છે સ્હડી;
યાદ આજની બ્યાફતની તો, થાશે ઘડી ઘડી.

**પીલાં**—શેરી પોર્ટ ને બ્રાંડી ઉંચો, લેમનેડ સોડા,
આઇસિ દારૂની ગરમી મારે, સમજેછે થોડા;
ચંપિન ગિજલરનો જાણીતો, નોયો ને મોઝેલ,
બાગે બ્હેશ્ત મને બતલાવે, અજબ શરાબી એલ.
(કોરસ) બહૂ મઝા પડી—લહેર છે સ્હડી;
યાદ આજની બ્યાફતની તો, થાશે ઘડી ઘડી.

**શીરીન**—કેક બનાવ્યાં બ્હાદુરજીએ, પુડિંગ જેલીના પફ,
આઇસ્ક્રિમ મોરીનસનું ખાવા, ખૂબ સમારી સફ;
હલવો અમીચંદનો લીલો, સુતરફેણી મેસૂર,
બરફી તો ગોપાલદાસની, ખાઈ થઈ ભરપૂર.

(કોરસ) બહૂ મઝા પડી—લહેર છે રહડી;
યાદ આજની ઝ્યાફતની તો, થાશે ઘડી ઘડી.

**શીરીન**—શું મઝાની રાહ! એમ તાલ શુરમાં ગાયન ગવાય, તે તે ગાયન; બાકી પેલાં બકરાંની પેઠે બરાડા મારે તેને ગાયન કોણ કેહે? છોકરીઓની નીશાલોમાંબી આજ કાલ તો ગાયનો લથડી પડયાંછ જો!

**સોલી**—તેનું કારણ એ છે કે આપણા કેટલાક શેઠીઆઓને કંઇ એવી છીટ છે કે તાલ શુરનું ગાનું ગૃહસ્થ બાનુઓને છાજે નહી. શેઠીઆઓજ જયારે એવી છીટ ધરાવે ત્યારે પછી એવાં ગાયન કુટુંબોમાં ને નીશાળોમાં દાખલ થતાં વીલમ લાગે તો ખરોજ.

**નાજુ**—તોપલે ઢાંકો એવા તમારા શેઠીઆઓને! ગાયન જે ખુદાઈ હુનર, તે જેમ વધારે સારો ખીલવાએ તેમ ખીલવવો જોઇએ! ને એ અકસર કરી ઓરતોના કોમળ સ્વરને વધારે છાજતો, તે તાણ અને તાલ શુરમાં

ગવાય–ને ખાસ ગ્રહસ્થ બાનુઓ તે ગાય, તો તેની લેહેઝત ને મીઠાસ કંઈ ઓરજ હોયછ! જુઓની, આજનોજ આપણો દાખલો લેવો. આવાં તાલ શુરનાં ગાનાથી ગાનાર પોતે ને સાંભળનાર કેટલાં ખુશ થાયછ!

**શીરીન**—હવે એવા વેહેમ ઝાઝા દહાડા ટકવાના નથી રે બા! એ તો વખત વખતનું કામ કરયો જાએછ!

**પીલાં**—હલુ હલુ તેમ થતુંજ ચાલ્યુંછ રે! એ તો માલમ પડતું નથી, બાકી લોકોમાં ઘેરે ઘેર હવે નાટકોનાં તાણ શુરવાળાં ગીતો છોકરાંઓ ને બૈરાંઓ સહુ ગાવા લાગાંછ.

**શીરીન**—ડીઅર, હવે આપણે જરા પાસેના ઓરડામાં જઈ ફુરાગાતથી બેસી એકકુ કપ કાફી પીશું?

**સોલ**—ઘણોજ નાદર વિચાર! ચાલો બાઈઓ, મારો સાથે આવો. (પહેલાં શીરોન ચાલેછ, તેની પાછલ સોલ એક એક હાથપર નાજુ પીલાંને લઈને જાયછ.)



# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

[ઠેકાણું અને દેખાવ બધો જેનો તેજ.]

મેલી—(બારીમાંથી આણીગમ પેલીગમ જોઈ) શું એ લોક હજી કાફીજ ઢોચયા કરેછ કે?

સપલ—નખોદ્દ ગીયાંઓના જીવ તો શખેજ જાયછ હોં!

(તેઓ બહાર નીકલી સ્ટેજપર ફેરા આંટી કરતાં એકમેકને સામસામેથી અથડી તુટી પડેછ, ને એક એકપર ચીરડાઈ ઉઠી ઉભા થાયછ.)

મેલી—(ગુસ્સાભેર) શેહેતાનીયત ખસલતની ઓરત! કોઈનાબી સ્વપનામાં તારે વોશે એવો ખ્યાલ આવતે? વારૂ એ આએ લોકો કાફી ઢોચવા બેઠાંછ તાંહાં આપણે ઘસારા સમેત જઈને તુટી પડયે! ને પેલા શંડનાનો ગુણ કોથળો કરી નાખ્યે તો કેમ? આહહહ!!

સપલ—જોની દોસ્ત મેલી, એમ ઝનુનમાં આવી જવાથી કંઈ વળવાનું નથી. આપણે ધીરજથી કંઈ તદ-

ખોર કરીએ; એક તો આપણે એવા સીકંજામાં આવી ગયાછ કે બહાર નીકળી નાસવાનો મારગબી નથી, તે સાથે આપણી બૈરીઓબી છે તો ફજેતીના પારાવાર થઈ જશે!

(સ્ટેજપર વીચારમાં ને; વીચારમાં જોસભર પસાર કરેછ.)

મેલી—હું તો બહાવરો દીવાનો બની ગીયોછ! આ મોહકાણ કંઈ જેવી તેવી!

સપલ—(ટકોરમાં) મોહકાણ! શાની મોહકાણ વળી? જીવનેજ કાંય પુછતો નથી કે પોતે શું કરવા અહીં આયો?

મેલી—સપલી, તું આટલો બેરેહેમ ને બેહયા છે, એ હું નહી જાણતોતો! પહાડ જેવી આફત તુટી પડીછ ને તું સામો ચોબા દેવા નીકળેછ?

સપલ—ચોબા શાના ને ચોબી શાની? એ તો હોય! કેહેવત સાંભળી નથી કે ખણે તે પડે! તેમ ભાઈએ ખોદેલા ખાડામાં ભાઈ પડયા, તો તેમાં મારી બેહાઈ શું થઈ?

મેલી—અરે એ શું બનાવ બની ગીયો! કેવી શેતાન્યત? શેતાન્યત તો શેતાન્યત, પણ કંઈ જેવી તેવી? તન

બદનના રૂવે રૂવાં ઉભાં થાય એવી હારેમંદી! (સપલી હ-શેછ તેને) એ તુંને હસવું શાનુ આવેછ?

સપલ—દોસ્ત, હું હસતો નથી. એ તો આ તારો હાલ જોઈ મારો જુસ્સો ઉભરાઈ આવેછ! (એક તરફ) ગરીબ બીચારો મેલી! ગમે તે થાય, પણ બા આપણાથી તો હસયા વગર રહેવાતુંજ નથી. (મેલી તરફ ફરીને) જોની દોસ્ત, તુને તો લાગતું હોશે, પણ મારીથી રહેવા-તુંજ નહી! (હસેછ.)

(કોઈના આવવાનાં પગલાં સંભળાયછ.)

મેલી—ચપ, ચપ, કોઈ આવેછ-ચાલ ચાલ નાહાસ!

સપલ—છટ, છટ, એ તો તારો વેહેમ છે; કોઈ આવતું બાવતું નથી. તે લોકો પાસેના ઓરડામાં કાફી પીવા બેઠાંછ, તેટલાં આપણેબો આએ ટેબલપર કંઈ વધ્યું હોય તેપર હાથ મારયે ને મારા ચંપીનમાં મારો જીવ ભરાયોછ તે હોય તો તેબી જરા પી લઈએ. ચાલ! ચાલ!

મેલી—તારે ગમે તો તું ખા પી, સપલી, મને કંઈ ભુખ નથી.

સપલ—પણ મને તો જબરી કરકી લાગીછ બા! મારી ભુખ તરસ ઉડી જાએ એવો કશો બનાવ બન્યો

નથી ને આએ તારોજ લાવેલો હલવો એટલો તો મ-ઝાનો છે કે—(ખાવા જાએછ તેટલાં દરવાજે અફલાયછ) મારયા તો! આએ મારો બૈરોજ આવેછ. (ટેબલ તળે ભરાઈ જાયછ.)

મેલી—એની બૈરી આવી લાગેછ! ચાલ ત્યારે તો મેલી નાહાસ! (ઘોડાનો પછવાડે ભરાઈ જાએછ.)

[પીલાં આવેછ.

પીલાં—(અંદરથી બોલતી) જો મને એટલું કામ કરવા દેવો. તમે કાફી પીવોછ તેટલાં હું ખાધાની ટેબલ સાફ કરી સઉ વગેસગે કરૂં. (આગલ આવીને) નાજુ આવી નાચતી નદરતી છે એવું આપણે તો જાણતાંતાંજ નહી.

મેલી—(ઘોડા પાછલથીજ) આપણેબી આજેજ જાણ્યું બા, આજેજ! વાતમાં કંઈ ફરક નહી.

પીલાં—રાંડ જાણે છેક કંઈ ચરીજ ગઈ હોય તેમ, આસેપાસેનાનો કોઈનો મર કે મલાજો કરયા વગર ઉડ ઉડ કરી રહી તો રહી, પણ કોઈબી લાયકીવાળી ઓરતને છાજે નહી તેમ એકી નજરે ટગર ટગર બસ સોલનેજ જોયા કરે! બલ્યું! ઓંજયું, તેને લીધે મને લજવાઈ ને મરી જવું પડયું! (અશારત ચાલુજ.)

સપલ—(ટેબલ તળેથી ડોકું જરા બહાર કાઢી, એક તરફ) ખરેખર આવી બૈરીના ધણીની છાતી ખીલ્યા વગર રેહેજ નહી. ખચીત એવું થાયછ કે જાણે આએ વખતે જઈને એ મારાં પવીતર પુતલાંને એકદમ ગોદમાં દાબ્યું!

પીલાં—(જરા મન મલકાતું કરી) પણ આએબી વાત તો ખરી છે કે સોલી શેઠ ઘણો હલકુલ્યો છે ને તેથી—(ભેદ ભરયું હશવું.)

સપલ—(એક તરફ) હંઅં! હંઅં! ખબરદાર! ઉ-તાવલાં ના પડી જાઓ!

મેલી—આએ તો કેથાં બધાં એકજ ઓવારે ઉત-રેલાં લાગેછ!

પીલા—સોલી શેઠનો ચેહેરો એટલો તો સોહામણો લાગેછ ને તેનો ઘાટ ઘટમ એવો મઝાનો છે કે જાણે બે ઘડી જોયાજ કરીએ!

સપલ—(ડોકું બહાર કાઢીને, એક તરફ) તદન જુઠી વાત! હડહડતું જુઠું!

મેલી—(સપલીને હરૂસે) તારી પીલાં જેવી ટટનખાર બૈરીઓ તો, બચ્ચા, ભાએગે કોઈ એકુજ મલે હો!

(સોલ હરૂસેથી પીલાંની પીઠ આવી ઉભો રેહેછ.)

પીલાં—એક દુખ ને આંજીઊં બીજું હશાવુંબી આવેછ કે સોલ જેવો બધી વાતનો પુરો, તે આએ નાજુ જેવી એબીએલના ઉપર એટલો બધો આધાઇ પંથરાઈ કેમ રહેતો હોશે! નહી ઘાટ ઘટમમાં કે નહી રંગ રૂપમાં! એટલાજ વાસ્તે મને એનીપર ઘણી ઝાંઝ છુટેછ.

મેલી—(એક તરફ) ને તેમજ અહીં કંઈ થોડી નથી છુટતી? અહીંબી કલેજું કપાઈ ચાલ્યુંછ!

સોલ—(ધીમેથી ખબાંપર હાથ નાખી) કેમ હજી વીચારમાં ને વીચારમાંજ છેવો કે?

પીલાં—(ચોંકીને) સોલી શેઠ, તમે તો મને અભતાવીજ મારી તો!

સોલ—મારાથી તમને અભત ભરાય! એમ કેમ બને! મારે વાસ્તે તો તમારાં દીલમાં કોઈ જુદીજ જાતની લાગણી થાય તેવું હું ચાહુંછ!

મેલી—(ઘોડા પાછલથી ને સપલી ટેબલ તળેથી ડોકાં બહાર કહાડેછ-ઝનુનભર) હવે તારી વારી આવી બચ્ચા, સપલ!

પીલાં—સોલીશેઠ, તમે મને કંઈ નાજુ બાજુ સમજોછ કે શું? હું કંઈ નાજુ નથી! એવી રીતે વાતો કરવી હોય તો જઈને નાજુ સાથે કરો!

સોલ—અરે નાજુ કોણ રાંડ! જેને હું જીગરથી ધીકારૂં, જેનું ફકત નામ સાંભળતાં મને ધધરીને તાવ આવે, જેની સુરત વટીક મને જોવા ગમતી નથી, તેની વાત કાંહાં લાયાં? કદાચ તમે મારા દેખાવપરથી ભુલ્યાં હશો! મેં જો કંઈ તેની તરફ દીલ દેખાડયું હોય તો તે ફકત દેખતાંઓની આંખમાં ધુળ છાંટવાની મતલબે કીધું હોય!

સપલ—તે તારીજ આંખમાં કાંય ધુળ નથી છાંટતો.

પીલાં—એ બધું તમે શું બકોછ તેની મને તો કસી સમજ પડતી નથી!

સોલ—જુઓ જુઓ, આપણી એક એક મીનીટ એક એક લાખ રૂપીઆની કીંમતની જાએછ, વાસ્તે હવે ઝટપટ એટલું કબુલ કરી દે કે તું——

સપલ—(ગુસ્સા ને ઘભરાટ સાથ) નહી! નહી! નહી!

પીલાં—(જરા ચીરડાવા જેવું ડોળ કરીને) શું કબુલ કરી દેઊં! કંઈ સોજ સલુખ પકડો. હું તો ધારતીતી કે કોણ જાણે કેવા એક હોશો. તે આએ તો બધું જણાઈ આયું! બસ બહારથીજ ધોત્તા ધાત્તા કે? જોવો જરા સાંભળો :—

## જિલ્લો જિઝોટી—૫૬.

(સજનકે હાત પંખા પચરંગી—એ રાહ.)

મૂઢ તજ જાર કરમ જંજાલી;
જશે સુરત લઈ કાલી. ૧.

પડે ચેન નહિ દિન કે રાત્રે--હરપલ નવુંજ દુઃખ લાવે,
સ્વપને પણ સુખ કદી મળે નહિ—ખાનપાન નહી ભાવે;
કાં દુખ સહે બુરે રસ્તે ચાલી. ૨.

લોકો સઘળાં ભુંડું ભાખે—કખુ વિશ્વાસ નહી કરશે,
જેમ સાપ ઘરમાં જો પેશે—જોઈ તેમ સહુ ડરશે;
જર ને જોર થશે તનથી ખાલી. ૩.

જે જન ઘરની દ્રાક્ષ તજીને—ઝેર ખાય પરઘર ભટકી,
તે મોઢે કડવાશ લઈ—અંતે મરશે શિર પટકી;
જ્યાં ને ત્યાં રૂઠશે તેપર વાલી. ૪.

સોલ—એ તો બધું ઠીકાઠીકજ છે રે, પીલાં. મોહોબત એવી સખત બલા છે કે તેનો જાલમાં ફસેલા ઉપર કશી કોઈ વાતની અસર થતીજ નથી. એ તો ભેંસના આંગપર ઉનું પાણી ને ટાહાડું પાણી એ બધુંજ સરખું!

પીલાં—શું અજબ વાત છે! આદમીઓ પોતે દેખતી આંખે અહેવાન બનવાને લજવાતા નથી! સોલીશેઠ, તમે

હરામ મોહબતને સખત બલા મીસાલ લેખોછ, તે છતાં તેને વળગવાને ખુશી રેહેવોછ, ને જાતે ઇનસાન થઇ ભેંસ સાથ પોતાને મુકાબલામાં મુકોછ, તે જોઇ ખરેજ હવે મને તો તમારા હાલ ઉપર દયા આવેછ.

**સોલ**—હારે હા, તારી દયાનુંજ મનેબી કામ છે–મને જોઈએ તો ઇનસાન ગણો, જોઇએ તો અહેવાન ધારો. ગમે તો ભેંસ ગણો કે ગમે તો પાડો સમજો, પણ હવે. કહી દેવો કે આપણે ફરીથી કેદહાડે મળશું? હું ઉમેદ ભર તે રૂડા દહાડાની વાત જોતો રેહેવશ ને મારે ગળે મોહન-માળા પેરે જે વીટળાઇ રહીછ તે મોહનીની મુરત મારી નજર હજુર હંમેશ સચવાઈ રહે એટલા માટે, તારી યાદ-ગારી તરીકે કંઈ નાની સુની ચીજ મને આપવાની હા કેહે, મારા પ્રાણ!

**સપલ**—ના આપતી! ના આપતી! એ નાપાકને એક લાત લગાવીને જતી રેહેતી!

**મેલી**—(એક તરફ) કોઇ ઠગનો ઠગ માલંમ પડ્યો! (સપલીને) નાજુ સાથની વાતચીત તો આ તારી બૈરી સાથની વાતચીત આગળ વટાવમાં ગઇ!

**સોલ**—તું જ્યારે મુગી રહેછ, ત્યારે તો મારો સખુન તેં કબુલ રાખ્યો એમ હું સમજુંછ. આટલી તારા હાથપરની પોંહોચ્યો મને ઉતારી લેવા દે, મારાં કલેજાં!

(પોંહોચી ઉતારી આપેછ.)

**પીલાં**—(જરા લાડમાં) નહી, નહી, એ તો મને પાછી આપો બા! (સપલ અંદરથી મુક્કી બતાવેછ) વખતે મારા વર બર જાણશે તો—

**સપલ**—(ચીડમાં) તે તેનો આંખે કંઈ અંધાપો નથી આવેલો! હજી તો હલુ રહીને બોલેછ કે વર બર (મોહડું જાડું કરી પીલાંના બોલવાની નકલ કરીને) જાણશે તો.

**સોલ**—અરે ડીઅર, તું તેની એટલી બધી શાની પરવા કરેછ!

**સપલ**—(ચીરડાઈને) નહી, નહી, તારી ને તારા બાપની પરવા કરે! એમ કે! લોકોનાં ઘેરો કેથાં એમજ ભાગી જતાં દેખું!

**મેલી**—ત્યારે જખ મારવાનાં એવાં કામ પોતે કરીએ નહીની!

**પીલાં**—લે હવે મને જવા દેવોછ કે? ઘણું અતેરૂં સારૂં નહી! મારા વર બરને કાને વખતે વાત જશે તો—(ગોંધાયલાઓના ગેરવવાની મકસદની અસારત કરી જતી રેહેછ.)

સોલ—ડીઅર, એક કીસી આપીને જા! એમાં અતેરૂં શાનું? (પોતાના હાથપર ચુમી લેવાના અવાજ કરેછ.)

મેલી—(સોલીના સાધની નકલ કરીને) સપલી તુને કંઈ સંભળાયછ કે? ખરેખર એવી બૈરીના ધણીની છાતી ખોલ્યા વગર રેહેજ નહી. તુને કંઈ એવું થાયછ, સપલી કે જઇને એ તારાં પત્રીતર પુતલાંને ગોદમાં દાબે!

સપલ—અરે શંડ બાજીંદી ઠગ! વરને કાને વાત જવાની હજી કંઈ બાકી હોશે! તેના કાનમાં કલાઈ પુરાએલી હોશે, નહી વારૂ!

સોલ—(પેલાઓના ગેરવવાની મકસદે) ખરી મન મોહન! એના ચાળા ચસ્કાજ બે ઘડી જોયા કરવાના છે.

સપલ—ધુળ છાંટ તારી આંખમાં!

સોલ—આએ નાજુક નાર આગળ નાજુ કીસ ગણતીમાં! નાજુ પરથી હવે દીલજ ઉઠી જાએછ! [જાયછ.

મેલી—તો ઓછીજ પીડા! તેની પર દીલ લગાડવાનું તુને કહ્યુંતુંજ કોણે? નાપાક ચંડાળ!

સપલ—(મેલીને) નાપાક! અરે નાપાકનો નાપાક નાપાક શેહેતાનને વટીક લજવાવે એવો નાપાક! આપણે તો જાણતાતા કે હોશે, નાજુ સાથે ચેડાં કહાડયાં તો

વારૂ ધુળ નાખી એના નામપર! પણ હવે તો નાપાક આગળ વધ્યો! મારી પીલાંનેબી પગલાવી નાખી! આહા! એવું થાયછ કે એકદમ એની ઉપર તુટી પડી એને તોડો પોશા એનું લોહી પીવું, પણ શું કરૂં બંગ ફાવતો નથી!

મેલી—સપલી, અમથો કાંય બળેછ! એમાં જીવ શું? જીવનેજ કાંય પુછતો નથી કે પોતે શું કરવા અહીં આયો?

સપલ—તું મુગો રેહેછ કે મેલી! નહી તો અમથી થોલ થપડાક ખાઇ પડશે! અહીં કલેજું કપાઇ ચાલીઊંછ ત્યારે એ વળી તાણા મેહેણા મારવા નીકળયોછ!

મેલી—તાણા શાના ને તુણી શાની? એ તો હોય, કેહેવત સાંભળી નથી કે વાવ્યે તેવું ચાખ્યે! તેમ કોઈનું નુકશાન કરવા જતાં પોતાનુંજ કરી બેઠા, તો તેનો અફસોસ શાનો? (ખુબ હશેછ.) હા! હા!

સપલ—એ તુને એટલું બધું હસવું શાનું આવેછ, તેની કંઈ સમજ પડે?

મેલી—દોસ્ત, હું હસતો નથી. એ તો આ તારો હાલ જોઈ મારો ગુસ્સો ઉભરાઈ આવેછ તે મારીથી ખંચાતો નથી! (એક તરફ) ગમે તે થાય, પણ બા આપણાથી

તો હસયા વગર રેહેવાતુંજ નથી. (સપલીને) જોની દોસ્ત, તુને તો લાગતું હોશે, પણ મારાથી તો રેહેવાતુંજ નહી! (હસેછ.)

(સોલ પાછો આવેછ ને પેલાઓ પાછા ભરાઈ જાયછ)

સોલ—નાજુ પરથા થોડો ઘણો મન ઉતારો થાયછ ખરો, તોબી ડાકણો તો બેહુ એકએક કરતાં એકએક સરસ છે. એટેકને વીસરાવે એવો છે. ગમે તે કરો, પણ આજનો મઝા કંઈ ઓરજ થઈછ. (જરા યાદ આવી હોય તેમ) ખરારરે પેલી પીસ્ટોલોની તો યાદજ નહી રહી જો! ચાલ તેને ઠેકાણે તો મુકું. (ખુરશી પરથી પીસ્ટોલ લેછ.) એ મેલી! એ સપલી! બચ્ચાજીઓ, આજે તમે મારે હાથ સજજડ સપડાયા. (ઓરડીમાં જાએછ.)

સપલ—(બહાર ડોકાવી) એ ગીઓ કાંહાં?

મેલી—(ઘોડા પાછલથી ડોકાવી) મુગો મરની! એ પેલ્લો તાંહાં છે! હાથમાં પીસ્ટોલ છે, જોયછ કેની!

(સોલી બારણું બંધ કરી બહાર આવેછ. ટેબલ તળે ને ઘોડા પાછલ ભરાયલા છે એવી મકસદની અસારત બધો વખત અવાર નવાર ચાલુજ રાખેછ; પીલાં સાથ છુટ લેતી વખતે પણ તે બંધો જણા જરાજરા હસતાં રહી કંઇ અસારત ચાળા એવા કરતાં રહેછ કે તેઓ જે કંઇ કરેછ તે પેલાંઓને ચીડવવાજ કરેછ. તે જાયછ.)

મેલી—(ડોકાવીને) સપલી! સપલી!

સપલ—(ડોકાવીને) કેમ, કેમ, મેલી!

મેલી—બચ્ચા, આપણ બંધેની જોડી તો ઠીક મલીછ! એક અંધી ને બીજી ખોડી! બચ્ચા, કહેવત અંતે ખરી થડી હોં! કે કર કર ને જો! તેવા હાલ આપણા થયા! કોઈનો ખરાબી કરવા જતાં આપણીજ ખરાબી થઇ, ને તેબી, આપણી નજર સામે! ખરેખર દેખતી આંખમાં ચાતરી ભોકાય તે એ!

સપલ—બચ્ચા, સજા જેવી તેવી નથી થઈ! પણ સંતોશ એટલોજ છે કે આપણાં બેહુના ઘેર સરખાં ઉતરયાં! આવ આપરે કોટી કરયે. (કોટી કરેછ.)

મેલી—ઓ નાજુ, નાજુ! તેં આએ શું કરી નાખ્યું!

સપલ—ઓ પીલાં, પીલાં, તારૂં ભલું થાયરે! આએ શું મોહકાણ કીધી!

મેલી—ઓ પેલી મારી લાકીટ! કેવી મઝેની લાકીટ! પેહેરતીતી ત્યારે કેવી શોભી રેહેતીતો!

સપલ—ઓ મારી વહાલીની પોંહોંચી!

બંધે—(નહી હસાતું તોબી તાણી તોડીને હસેછ) હા, હા, હા, હા!

મેલી—કેવી મઝા, હે દોસ્ત !

સપલ— મઝાનું વળી પુછવું શું ? (પોતાના હાલ દેખાડી) આવી મઝા કંઈ સઉસઉથી ભોગવાયછ કે ?

મેલી—પણ મેં તો ઠરાવ કીધોછ કે મારી બૈરીપર વેર લઉં ને ફૂર લઉં ! ને સાથે લાગો પેલા નાપાક ચંડાળને પણ ગરદાપેચ કરી નાખું !

સપલ-- ને હું કાંહાં ચુકવાનો હતો ? ચાલ આપણ બંધે એક મત થઈ વેર લઇએ તો લઇએ, પણ એવું લઈએ કે એ રાંડો ને પેલો મુજી ચંડાળ જનમ સુધી યાદ કરે !

(કોઇનો આવવાનો સંસારો થાયછ.)

મેલી—ચુપ, ચુપ, પેલાંઓ આવેછ.

સપલ—પણ આપણી ભરાવાની ઓરડી તો બંધ થઈ ગઈછ.

મેલી—હા ત્યારે હવે આપણે કેમ કર્યે ?

સપલ—એ પેલી મેરથી આવેછ રે ! (ખુરસીપર પડેલા એક ઝભાતળે સંતાયછ.)

મેલી—આતો લાગાં ખરાં. (દોડી જઈ, એક સારી પડેલી છે, તે જેમ તેમ ઓળવી લઈ ભરાઈ બેસેછ.)

(નાજુપીલાંનીચલું ગીત ગાતાં ગાતાં આવેછ, સાથે સોલ ને શીરીન છે.)

## કાલિંગડો ગરબો.

(ભજી સ્વામી સદા રહું ચેનમાં જો—એ રાહ.)

બેઉ——રજા આપોની અમને ઘર જાઈયે રે.—૧.
તમે આજ અમો કાજ લિધી તજદી બહુ જો,
કિધાં હાજર સુખ ચેન તણાં સાંધણ સહુ જો;
અમે માની આભાર આજ ગાઇયે.—૨.
જુઓ રાત ઘણી વહી ગઈ વાતથી રે,
પડે હયાં અમને ચેન નહિ નિરાંતથી રે;
હશે વાટ પતી જોતા ગભરાઇયે રે.—૩.
શીરીન—નહી ખોય પતિ તમારા કદી વાટ જોય જો,
જરા ધિરજ ધરો તેઓ નહિ નિંદ ખોય જો;
વધુ રહો તો બહુ અમે ખુશી થાઇયે રે.—૪.
બેઉ——બહુ મોડું થયું સખિ શુભ રંગમાં જો,
ચઢી આંખોમાં નિંદ થાક અંગમાં જો;
ભરયાં પેટપર હવે વધું શું ખાઇએ રે.—૫.

સોલ—ત્યારે બસ હવે જવાનોજ ઠરાવ! તમે ધારોછ એટલું મોડું નથી થયું જો!

નાજુ—વખતે તેવણ ઘેર આવીને વાટ જોઈ અમથા મનમાં ઓછું લાવે તો જલદી ગીએલાં હોઇએ તો સમ-

જાવી પટાવી લેવાય. વાસ્તે હવે તો જવાજ દેવો તો મેહેરબાની; વળી ફરીથી બીજી વખતે મળશું.

**સોલ**—ત્યારે જુઓ, આએ મારી વાત સાંભળો. ઘડી-ભર ધારો કે તમારો અગાઉ તમારા વરો ઘેર આવેલા છે, ને તમારી સાથ કંઈ છીટાં છવાયાં શોધો ચીથરાં ફારવા માંગે, તો તેઓને એકદમ ઠંડા ગાર ને મુગા મંતર કરી નાખવા સારૂ આએ તાલ લગાવી દેજો.

**પીલાં-નાજુ**—તે કેઇ તાલ, જરા કેહેવોની!

**સોલ**—તેઓને પેલી વાત કહેવી કે—

**પીલાં**—(ઘણી અધીરાઇથી) પણ તે કેઇ?

**સોલ**—થોડા દહાડાની વાતપર મારા એક જાની દોસ્તપર જે વાત વીતેલી છે તે વાત—

**શીરીન**—ને સાથે તેની બૈરીપર નહી કે?

**સોલ**—હા, હા, બીચારો બૈરીપરબી ખરો. આ મારા બીચારા દોસ્તના બીજા બે દોસ્તો પડોસમાંજ કેથે રહેતા હતા—

**મેલી**—સાંભળેછ કે, સપલ?

**સપલ**—તુને સંભળાયછ કે, મેલી?

**શીરીન**--ને તે બંધા જણાની બૈરીઓબી હતી.

**મેલી**—અંઅંહ! બૈરીઓબી હતી? વારૂ, વારૂ, પછી?

સોલ--બૈરીઓ તો ખરી વફાદાર ને નેક કેરદાર, પણ લગાર ભોળીઓ હતી ને પોતાના વરોની વફાદારીપર મુસ્તાક હતી, ને તેથી કંઈ એમજ સમજતીતીઓ કે ગામમાં બીજી બધીઓના ધણીઓ તો બેવફા હોયછ ને એવા ખ્યાલ મનમાં રાખી કેટલાંક રાંક લોકોને તે બાઈઓ, મનમાં કશાં પાપ કે કોના કપટ વગર, સતાવતીતીઓ. એઓના વરોનો ડોળો પેલા બીચારા મારા જાની દોસ્તની રાંક બૈરીપર ખોબાયો હતો ને તે મુજીઓએ તે બીચારી નીરદોશ નારપર નજીસ ચીઠીઓ લખી ઘણી સતાવવા માંડી—

[નાજુ પીલાં જાણે આતુરતાથી સાંભળેછ.

શીરીન—ને તે બૈરીએ તે વાત તરત પોતાના ખાવંદને કહી દીધી.

સોલ—એ વાત સાંભળતાં મારા બીચારા દોસ્તને એટલો તો ગુસ્સો લાગો કે તેણે પોતાનું વેર વાળવા માટે તે લોકનીજ બૈરીઓને ફુસલાવો જાણે આડે મારગે ઉતારતો હોય તેમ જાલ માંડી.

સપલ—ઓહ! બાપરે! આએ તો કેથો બધો આપણા જેવોજ હાલ છે! નરા જાણે આપણેજ!

(નાજુ પીલાં જાણે ઘભરાઈ હોય તેમ
એકએક તરફ ટગટગ જોયા કરેછ.)

સોલ – પોતાની તે મકસદ પાર પાડવા મારા તે દોસ્તે પોતાની બૈરીની સાથે મલી જઈને, પેલા બુઢ્ઢાઓની બૈરીઓની સામેલગીરી મેલવીને તે મુરખાઓનો અછો રકાશ બનાવી દીધો. તેણે તરેહવાર તકરારો અને સમજાવટથી તેમનાં મન એવાં તો ફેરવી નાખ્યાં કે તેઓ માહેલી એકે પોતાની મેહેરબાનીની યાદગારી દાખલ તે મારા દોસ્તને પોતાની લાકીટ ભેટ આપી.

નાજુ—(એક તરફ) લાકીટ!

શોરીન—અને પેલી બીજીએ શું આપ્યું! સબુર રે! હમણા યાદ આયુંતું ને! હં! હા, હા! એક પોંહોંચી આપી.

પીલાં—(એક તરફ) એક પોંહોંચી!

સોલ—પણ એ બધી વાતમાં મોટી ખુબી તો એ હતી કે આ બધો બનાવ જે બનયો તે પેલા બુઢ્ઢા ધણીઓની રૂબરૂમાં ને તેમની નજર સામે બનયો!

(આ વખતમાં મેલી સપલી પેલો ઝભો ઊંધો ચતો જેમ ઓળવાએ તેમ ઓળવી ને સારી જેમ દીલપર નખાય તેમ નાખી–આ નવાઈજેવા લેબાસમાં ડંગ થઈ એકમેક તરફ જોતા ને અસારત કરતા ચાળા કરતા અવાર નવાર જગા બદલતા એકની જગાપર બીજો એમ ફરતા ફરેછ.)

નાજુ—શું કેહોછ?

પીલાં—તેમના ધણીઓની હજુરમાં! આટલી બધી બેઅદબી તેમના દેખતાં થઈ તે શું તેઓએ જોયા કીધી! એવા હીચકારા!

(આસપાસ જાણે વરે હોય તેમ જોયછ.)

સોલ—કેહૂંછ તે સાચુંજ કેહુંછ, ને વાતબી ખરે-ખર બનેલીજ છ; ધણીઓની હજુરમાંજ તે બધો બનાવ બન્યોછ, તે કંઈ ખોટી વાત નથી. ધણીઓનાં પોતાનાં હાડ ભીણેલાં ને એ નીચ ને નજીસ પેહેલ તેઓએ પોતે કીધેલી તે તાકાત શું કે તેઓ એક હુંબબી કહાડી શકે? હીચકારા તે સાત પાણીએ ધોયલા હીચકારા! બાયલાઓની પેઠે તેમને તે શરમીંદગી સાંખીજ જવી પડી!

મેલી—હું તો બધો પસીને ગરકાવ થયોછ, સપલી!

સપલ—મને તો લખલખાં ભરાયછ!

પીલાં—સોલી શેઠ, જો આએ તમારી બધી વાત ખરીજ હોય તો તમારા દોસ્તપર મને જરાબી દયા નથી આવતી! તેબી પોતે હીચકારેજ! જે મુજી માટીડાઓએ એવું મુજીપણું કરયું હોય તેમની ફૂંટ પકડી તેમને તેમની ચાલનો સવાદ ચખાડી ગધેડે બેસાડી ગામ રામમાં તેમની

ફરજેતી કરવાને બદલે તેણે આવું હીચકારૂં કામ કીધું! કે બીચારી કમસમજ અબલાઓ ઉપર હુમલો કીધો! હારેમંદી કરનારનું વેર તેની નબલી બૈરીપર લીધું! થુ પરી એવા માટીડાપર!

**નાજુ**—અરે તે મુવા માટીડા નહી પણ—

**શીરીન**—આ મારી બેહુનોને રીસ ચઢી આવીછ તે ખોટી નથી! દરેક ઓરતનો ફરજ છે કે પોતાના બેહેનપણીઓનો એવીજ રીતે બચાવ કરે! પણ મારે જણાવવું જોઈએછ કે પેલી બૈરીઓ સાથ હમારા પેલા દોસ્તે આટલી બધી જે છુટ લીધેલી કેહેવામાં આવેછ તે છુટ કંઈ ખરેખર લેવામાં આવેલી નહી; તે બાઈઓ પોતે જાતે તો વફાદાર હતીઓ, એમજ કેની સોલ?

**સોલ**—તે ભલી બાઈઓ વીશે કશોબી આડો તુકારો કાહાડું, તો આ મારી જુબાં દોજખમાં જાએ! તોબાહ! તોબાહ! તે નેક નારોને ઈનસાફ આપવા ખાતર મારે ખુલ્લે ખુલ્લું જણાવવું જોઈએછ કે, તેઓ તો ખરેખરજ પતીવરતા ને વફાદાર બાઈઓ હતી. તેઓ પોતે જેવી નેક ને ભલી હતીઓ, તેવીજ કીસમના તેમના ખાવીંદોબી હશે, એવો તેમને તેઓપર પુરતો ભરૂસો હોવાથી, તેમની

નીચ ચાલની વાત તેઓ હરગીસ માનતીતીઓ નહી, એટલાજ માટે તેમને, મારા તે દોસ્તની બૈરીએ અગાઉથી બધી વાત ભણાવી રાખીને, તેમના વરોને ઉઘાડા પાડી તેમને એક જાતની અછી ચકુનમ લગાડવાનો મતલબથી તે બાઈઓને એ રકાસ કરવાનાં કામમાં સામેલ થવાની અરજ કરવામાં આવી હતી, ને તેથી તે દોસ્તે ચોકઠાં બધાં એવાં ગોઠવ્યાં હતાં, કે પેલા નીચોનો વરઘોડો બધો લગતા વળગનામાંજ નીકળે ને કોઈ અણજાણાઓમાં તેમનો ફ્રેમતો થાય નહી, માટે પારકાની મદદ લેવા કરતાં તેમની બઈરીઓની પાસેજ ખાસડાં મરાવવાનું તેણે પસંદ કીધુ તું. (શીરીનને) આ રકાસની હકીકતને અંધારાંમાંજ રાખવા કરતાં, હવે બધો ભેદ ભરમ ભાંજી નાખીએ તો સારૂં કેની? કે વખતે આગલ જતાં કશી પંચાતી થાયજ નહી.

**શીરીન**—હા, તેમ કરયે તો વધારે સારૂં. જુઓની (નાજુ-પીલાંને) જેહેનો, એ તો "ખણે તેજ પડે" એવી જે કહેવત મશહુર છે, તે સાચી પાડી આપવાની મતલબે, અછી જુગતીથી એક ઘાટ રચવામાં આવ્યોતો.

(આ સખીઆરાના સખુનોથી જાણે નાજુ પીલાંનું ઉડી ગયલું લોહી પાછું આયું હોય એવો તેઓ દેખાવ કરેછ.)

**મેલી**—એમજ કંઈ હોય તો ઘણું સારૂં, યારં!

**સપલ**—લાગેછ તો તેવું, પછી તો સાહેબ જાણે! આ લોકોના કાવાદાવાની એકાએક સમજ પડતી નથી! કોણ જાણે આગલ હજી શું થવાનું હશે? સાંભળ તો ખરો.

**નાજુ**—પણ વારૂ તે રચાયલા ઘાટનો છેડો કેમ આયો?

**શીરીન**—તેનો છેડો એમ આયો કે, પેલા બે બુબખ ઘણીઓ હીચકારાની પેઠે દેથે ભરાઈ બેઠેલા હતા. ત્યાંથી, આએ રકાસની બધી વાત સાંભળી, એકદમ બહાર નીકળી પડયા, ને ગુઠણમડીયે પડી, પોતાની ઓરતોના પગપર માંથાં નાખી, પોતાની બધી હેમકાઈ અને બેહાઈ માટે તેમનાથી દરગુજર ચહાવા લાગા.

(બંધો જણા પેલા અજબ લેબાસ સાથ બહાર નીકળી આવી ગુથણમડયે પોતાની ઓરતો આગલ પડેછ. ટાબલું.)

**પીલાં**—(થોડે વારે) એ આએ મારા પગપર કોણ પડેલું છે?

**નાજુ**—ને આએ કોણ! મેલાશા કે! અરે તમારા ઢગ સકાર બળેરે! ખરેખર આ મામલો નજરે જોતાં મારે મગજે તો ચીતરી ચઢેછ!

મેલી—(ઘણેજ દબાએલે સાદે) માફ કર! માફ કર! પ્યારી, માફ કર! નાજુ, તારો ગુનેહગાર છું!

પીલાં—ખરેરે તમે ધણીના થતા! આએ કેવા ફુ-જેતા! બળયાંરે એ જીવતર! એવાં નજીસ જીવતરે જી-વ્યાં પાંયે તો હજી મોત ભલું!

સપલ—મનેબી માફ કર, પીલાં! ખરેખર ઘણી મુ-રખાઈ થઈછે!

શીરીન—(એક તરફ-અણકામાં) હજી તો ફકત મુ-રખાઈ થઈછે! બીજું કંઈ નહી! બીચારી કોઈ નબલી પો-ચી જેવી હોતે તો તેનું નખોદ વળી ગીઉં હોતે!

પીલાં—વારૂં, ચાલો હવે, થયું તે તો થયું. વારયાં ન વળે તે એમ હારયાં વળે! એ તો સારૂં થયું કે એમાંથી કોઇને કશું કંઈ નુકશાન થયું નથી. બાકી તો જીવ જ-વાના સોદા હતા! વરસ પરમાણે તો અક્કલ પકડીએ! હવે પોતાના ઘરમાં તમુને કોઈ આવવા કેમ દેશો?

નાજુ—અરે એ તો શીરીન જેવી શ્યાણી બૈરી ને સોલી શેઠ જેવા સમજુ વર તે એમ બધાંની લાજ રહી! નહી તો કોણ જાણે એમાંથી કાંટાનું કટેસર કેવું થઈ ગીઉં હોતે! ને કેટલા કાચગરા જાનોની ખુવારી થઈ હોતે!

**શીરીન**—લે ચાલો, હવે એ વાતને અહીંજ ડાટી નાખો!

**મેલી**—શીરીનબાઈ, તમારી આગળ હું ઘણો શરમીંદા છું! તમારી નજર સામુ નજર કરવાની મારી હીંમત ચાલતી નથી! મારી આએ અહેવાનીયત ખસલતની ચાલથી મારૂં જીગર ફાટી જાએછ! મારો દમ સાસ બધો રૂંધાઈ જાએછ! મારી જીભ બધી ખેંચાઈ જાએછ! (મોહમાં તમાચા મારી) હું તોબા બોલુંછ! તમારીથી માફી ચાહુંછ! માફી બક્ષો! માફી બક્ષો, ને પશેમાનીના ગારમાં ગીરફતાર થએલા ખરા પશ્ચાતાપી જીવડાને રાહત બક્ષો.

(તેના પગપર માથું નાખી ઊંધે મસ્તક પડેછ.)

**સપલ**—સોલ્લી શેઠ! આ કમીનેહાલ બંદાપર નજર કરો! જે જાતનાં બદ કરતુક પર મેં કમર બાંધોતી તેનો હવે જ્યારે મને ખ્યાલ આવેછ ત્યારે હું પોતાને અધમમાં અધમ ને નીચમાં નીચ એક કુત્રા સમાન જોઊંછ! હું જાણતો નથી કે મારો ઠાર કહ્યા દોજખમાં થશે! તુજ હજુર મારૂં સર નમાવી ખરાં જીગરથી પશેમાન થઇ તારી માફી ચાહુંછ! (તેના પગપર માથું નાખી પડેછ.)

**શીરીન**—ભાઇઓ, માફી ને રાહતનો બખશનાર તો તે ખાવીંદ છે, વાસ્તે તે સાહેબથી તમારા ગુનાહોની માફી

ચાહો, કે તે અજીમ કુદરતનો ખાવંદ તમારીપર રેહેમ કરી આવાં નજીસાટ ભરયાં કામોથી તમને દુર રાખે!

મેલી તથા સપલ—(બંધોજણ ગુઠણ મડીયે પડી ગાયછે.)

૫૯.

(બાળપણમાં બાળનાં—એ રાગ અથવા

કુંવરી કુંવર મારા લાડકાં—એ રાહ.)

**મેહેલી**—પાપ થકી કેમ છૂટિયે,
**સપલી**—પાપી છૈયે અપાર;
**મેહેલી**—મારગ પકડયો બદી તણો,
**સપલી**—શોધ્યો નવ કાંઈ સાર.
(કોરસ) પાપ થકી કેમ છૂટિયે—૧.

**મેહેલી**—કરમ કૂડાં બહુ બહુ કર્યાં,
**સપલી**—છોડી શરમ ને લાજ;
**મેહેલી**—પાછી પાની અમે નવ કરી,
**સપલી**—પૂરી મતલબ કાજ.
(કોરસ) પાપ થકી કેમ છૂટિયે—૨.

**મેહેલી**—કરમો જ્યારે જ્યારે સાંભરે,
**સપલી**—આવે આંસુની ધાર;

બેહેલી—કાળજ કંપે અતી ઘણું,
સપલી—સૂણે કોણ પોકાર?
(કોરસ) પાપ થકી કેમ છૂટિયે—૩.

બેહેલી—કરણી તેવાં ફળ પામિયે,
સપલી—એમાં કોણનો વાંક?
બેહેલી—પાણી પેહેલી પાળ નવ રચી,
સપલી—દુઃખ આડેરે આંક.
(કોરસ) પાપ થકી કેમ છૂટિયે—૪.

બેહેલી—વાવી બાવળ જે આંબાતણી,
સપલી—રાખે અંતર આશ;
બેહેલી—ફળ તે મીઠાં ક્યાંથી ચાખશે?
સપલી—નક્કી થાશે નિરાશ.
(કોરસ) પાપ થકી કેમ છૂટિયે—૫.

બેહેલી—સાત સાગરતણાં જળથકી,
સપલી—મુખ અમતણાં ધોય;
બેહેલી—કાળાપણું એનું કારમું,
સપલી—મટશે નવ તોય.
(કોરસ) પાપ થકી કેમ છૂટિયે—૬.

**મેહેલી**—મરણ પછી ખુદા! અમતણા,
**સપલી**—કેવા બનશે હાલ ! !
**મેહેલી**—દોજખના દુખમાં થકી,
**સપલી**—થાશે કેમ નિકાલ.
(કોરસ) પાપ થકી કેમ છૂટિયે—૭.

**મેહેલી**—આસરો એક છે તાહારો,
**સપલી**—થા ખુદા મેહેરબાન;
**મેહેલી**—દેખાડ રસ્તો નેકીતણો,
**સપલી**—અમે છૈયે નાદાન.
(કોરસ) પાપ થકી કેમ છૂટિયે—૮.

**સિંધુરા—પદ.**

(કરલે અએ જાન તુ સના રબકી—એ રાહ.)

**બંધે**—સુણજો યજદાં મુજની અરજી,
દુનિયા સઘળી તુજથી સરજી;
તુજ માફતણો બહુ છું ગરજી,
કર જેમ હવે તારી મરજી.—૧.

નિત કાજ બુરાં હરખી કીધાં,
કરતૂક કરી દુખ મેં દીધાં;

વિષ હોંસ કરી બહુ મેં પીધાં,
શુધ સાન તજી બન્યો ખરજી.—૨.

બહુ નાર ફસાઈ ગઈ મુજથી,
આ વાત છુપી ન રહી તુજથી;
કંપે તન તો કરણી ધુજથી,
બસ જાઈ કહાં રખડું લરજી.—૩.

આ પાપ મહા કર્યું ના ટળશે,
અંતે રડતાં ત્યાં શું વળશે;
જેવી કરણી તેવું મળશે,
નરકે પડશે રડતો કરજી.—૪.

સોલ—(બંધો જણને ઉથાડી ઉભા કરી) જુવો, મારા જાની દોસ્તપર વીતેલાં વધનનોબી અંજામ આવોજ આયોતો; તેણે પેલી દરેક બાનુને તેમની અઝોજ ચીજો પાછી આપીતી. એકને તેની લાકીટ ને બીજીને તેની પોંહોંચી. (એ બોલો બોલતાં લાકીટ પોંહોંચી દરેકને જેની તેને આપેછ) ને ત્યારબાદ તેણે, પોતાના જે દોસ્તોએ, પોતાની ઓરત તરફ બદનજરની તજવીજ કરવાની મુરખાઈ કરી હતી, પણ જેઓએ પાછળથી, પોતાની હેમાકાત જોઈ ખરાં જીગરથી પસતાવો કરીયો હતો, તેમને દુલ્લાં દીલથી

એકદમ માફી બક્ષી હતી, તેમજ તમને પણ માફી બખ્શવામાં આવેછે.

**શીરીન**—ને એ મુજબ બધાં એકદીલ થવા પછી તેઓએ એવો નકી ઠરાવ કીધો કે આજ પછી સહુ કોઈએ **પર સ્ત્રીને પોતાની મા બેહેન** સમાન ગણી પોત પોતાનાં ઘરમાંજ પોતાના કુટુંબ કબીલા સાથે સુખ ચેન ભોગવવું તે કદીબી થઈને કોઈનાં કુટુંબ કે બચ્ચાં છોકરાં તરફ આડી નજરેબી જોવું નહી.

**સપલ**—તેજ મુજબ, તોબા બોલી આ ભર મીજલસ હજુર કસમ લઈ કબુલ થાઊંછ કે આજ પછે પરસ્ત્રીને મારી મા બેહેન સમાનજ લેખશ.

**મેલી**—(પોતાના મોહમાં તમાચા મારી) હુંબી આ તોબ્જેશ કરી ખુદા સાહેબથી રૂડી બુધી ચાહુંછ કે મારા ડોળા ફુટી જઈ મને અંધાપો આવે, પણ કોઈબી પરસ્ત્રી તરફ બદ નજરથી જોવું કરવા ન પામું.

**શીરીન-સોલ**—આમીન! આમીન!

### મુલતાની—ગરબી

(હમે હમારે ઘેરે જઈયે ભાઈ રામરામ છે—એ રાહ.)

બધાં—થયોછે ખેલ તમામ-સખિ ઘર જઈયે રે;
રૂડું ધ્યોની રખ નામ-બીજું શું કહિયે—૧.

સંસારી ક્રીધો ખેલ-સખિ ઘર જઇયે રે;
ચાનક સાથે છે મેલ-બીજું શું કહિયે—૨.

દેખાડી જગના રંગ-સખિ ઘર જઇયે રે;
કપટી લુચ્ચાના ઢંગ-બીજું શું કહિયે—૩.

નેકીની ગાઈ વખાણ-સખિ ઘર જઇયેરે;
તેથી રહેજો ન અણજાણ-બીજું શું કહિયે—૪.

રૂજે હોંસ્યા બદકાર-સખિ ઘર જઇયેરે;
પામો રૂડો સંસાર-બીજું શું કહિયે—૫.

જુઠાંપર જિતશે સાચ-સખિ ઘર જઇયેરે;
ન સાચને આવે આંચ-બીજું શું કહિયે—૬.

રબનામ ભજી તજી ગર્વ-સખિ ઘર જઇયેરે;
ફિટકારો બદિ જન સર્વ-બીજું શું કહિયે—૭.

આ ખેલ પુરે જો આસ-સખિ ઘર જઇયેરે;
દેજો ઉત્તેજન ખાસ-બીજું શું કહિયે—૮.

જે જોઈ જ્ઞાની થાય-સખિ ઘર જઇયે રે;
તેના ફિરોજ દુખ જાય-બીજું શું કહિયે—૯.

